॥ શ્રીહરિઃ॥ 942▲

# જીવનનું સત્ય

जीवनका सत्य ( गुजराती )




गीताप्रेस गोरखपुर
GITA PRESS, GORAKHPUR

સ્વામી રામસુખદાસ

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# જીવનનું સત્ય

जीवन का सत्य ( गुजराती )

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव
त्वमेव सर्वं मम देवदेव ॥

(Gujarati script:)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

## સ્વામી રામસુખદાસજી

## पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

सं० २०७६ अट्ठाईसवाँ पुनर्मुद्रण ३,०००
कुल मुद्रण १,२२,०००

❖ मूल्य—₹ १२
( बारह रुपये )

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**

फोन : ( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३१२५१

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

**गीताप्रेस प्रकाशन gitapressbookshop. in से online खरीदें।**

॥ શ્રીહરિઃ ॥

# નમ્ર નિવેદન

પરમ પૂજ્ય સ્વામી શ્રીરામસુખદાસજી મહારાજના પ્રવચનોમાંથી થોડાં મહત્ત્વનાં પ્રવચનો મૂળસ્વરૂપે પ્રકાશિત કરી રહ્યાં છીએ. આ પહેલાં શ્રી સ્વામીજી મહારાજનાં પ્રવચનોની થોડી ચોપડીઓ પ્રકાશિત થઈ છે. આની લોકપ્રિયતાથી આના પ્રકાશનમાં ઉત્સાહ અને પ્રેરણા મળી છે. ફળસ્વરૂપે આ પુસ્તક તમારી સમક્ષ છે.

પૂજ્ય સ્વામીજી મહારાજનાં પ્રવચનો ઘણાં જ માર્મિક, હૃદય-સ્પર્શી અને ગંભીર હોય છે જેને કલ્યાણ-કામી સત્સંગી ભાઈ, બહેનો ખૂબ જ સરળતાથી સમજી લે છે. ભગવાન આપણા છે, એમના પર આપણો અધિકાર છે. સંસારમાં લોક-વ્યવહારની દૃષ્ટિએ આપણો એટલો જ સંબંધ છે કે આપણે એની યથાશક્તિ સેવા કરી લઈએ. ભગવત્-પ્રાપ્તિ આ જ જીવનમાં સંભવ છે અને ખૂબ જ સરળ છે. આ વાતો ઉપર પૂજ્ય સ્વામીજી મહારાજ ખૂબ જ ભાર મૂકે છે.

આશા છે કે પાઠકગણ આ પુસ્તકનું અધ્યયન તેમજ મનન કરી પૂરેપૂરો લાભ ઊઠાવશે.

— પ્રકાશક

॥ શ્રીહરિઃ ॥

# અનુક્રમણિકા





॥ શ્રીહરિઃ ॥

# જીવનનું સત્ય

## પરમ શાન્તિનો ઉપાય

મનુષ્ય જો માત્ર પોતાના અનુભવનો જ આદર કરે તો એનું કામ થઈ જાય. અનુભવ શું છે ? આપણને જે વસ્તુ મળી છે એ બધી વસ્તુઓ આપણી નથી જ. આ ખાસ વાત છે. જે મળેલું છે તે ક્યારેય આપણું હોતું નથી. શરીર, ધન, જમીન, વૈભવ, સંપત્તિ જે કાંઈ મળ્યું છે, તે આપણું નથી. આ વાત ઉપર વિચાર કરો. આવું માનવાથી મમતા મટી જાય છે. મમતા જ નહિ, અહંતા પણ મટી જાય છે. આ શરીરને ભગવાને–

**'ઈદં શરીરં કૌન્તેય ક્ષેત્રમિત્યભિધીયતે ।'**

(ગીતા ૧૩ । ૧)

ઈદમ્ (આ) કહ્યું છે. જે 'આ' હોય છે તે 'હું' નથી હોતું અને જે 'હું' હોય છે તે 'આ' નથી હોતું . 'ઈદં શરીરમ્' કહીને આગળ શરીરનું વિવેચન કરે છેઃ-

**મહાભૂતાન્યહઙ્કારો બુદ્ધિરવ્યક્તમેવ ચ ।**
**ઈન્દ્રિયાણિ દશૈકં ચ પઞ્ચ ચેન્દ્રિયગોચરાઃ ॥**

(ગીતા ૧૩ । ૫)

પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ, ઈન્દ્રિયો તથા મન-પ્રકૃતિ સહિત સર્વ 'ઈદં શરીરમ્'ની અન્તર્ગત છે. તેથી આ શરીર 'હું' નથી - આ વાતને દૃઢતાથી સમજી લો.

પછી પ્રશ્ન ઊઠે છે કે આ શરીર મારું છે ? તમે આ શરીરને જેટલો વખત અને જેવી રીતે રાખવા ચાહો તો રાખી શકો છો કે ? એમાં પરિવર્તન ચાહો તો કરી શકો છો કે ? વૃદ્ધાવસ્થાને રોકી શકાય છે ખરી ? એને મોતથી બચાવી શકાય ખરું કે ? જો આ તમારા હાથની વાત નથી. તો પછી શરીર તમારું કેવી રીતે કહો છો ? તેથી મમતા અને અહંકારને જીવતાં જીવત જ છોડી દો.

**નિર્મમો નિરહઙ્કારઃ સ શાન્તિમધિગચ્છતિ ।**

(ગીતા ૨ । ૭૧)

આથી તમે શાન્તિને ઉપલબ્ધ થઈ જશો. અહંતા-મમતાને નહીં છોડો તો ય એ છૂટી તો જવાનાં જ છે. આ 'હું'પણું અને 'મારાપણું' રહેશે નહીં. પરંતુ જો તમે એમને નહીં છોડશો તો અશાન્તિ, દુઃખ, સંતાપ અને પરિતાપ થતાં જ રહેશે. આ શરીરથી કરેલાં પાપ પુણ્યનાં ફળ ભોગવવા માટે અનેક જન્મ લેવા જ પડશે. તેથી જો તમે એ સ્વીકાર કરી લો કે શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ તથા અહં મારાં નથી તો એમના દ્વારા થયેલી ક્રિયાઓ પણ આપની નહીં હશે. આ જ વાતને ગીતાએ આ પ્રમાણે કહી છે

**'ગુણા ગુણેષુ વર્તન્ત'** (ગીતા ૩ । ૨૮)

અર્થાત્ ગુણ જ ગુણોમાં વર્તી રહ્યા છે.

**પ્રકૃતેઃ ક્રિયમાણાનિ ગુણૈઃ કર્માણિ સર્વશઃ ।**
**અહઙ્કારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે ॥**

(ગીતા ૩ । ૨૭)

હકીકતમાં, બધાં કર્મો પ્રકૃતિના ગુણો દ્વારા જ કરવામાં આવે છે. પરંતુ અહંકારથી મોહિત અંતઃકરણવાળો પુરુષ(અજ્ઞાની) હું કર્તા છું એવું માની લે છે. તો હવે શું કરવાનું છે ?

કરવાનું તે આ છે. 'નૈવ કિંચિત્કરોમીતિ યુક્તો મન્યેત' એવું

માની લેવાનું કે હું કશું જ કરતો નથી, કેમ કે, હું તો જાણનારો છું અને બીજું બધું જાણવામાં આવનારું છે. આનાથી થવાવાળી ક્રિયા મારી કેવી રીતે થઈ ?

**પ્રકૃત્યૈવ ચ કર્માણિ ક્રિયમાણાનિ સર્વશઃ ।**

**યઃ પશ્યતિ તથાત્માનમકર્તારં સ પશ્યતિ ॥**

(ગીતા ૧૩ । ૨૯)

જે આ જાણે છે કે ક્રિયા કેવળ પ્રકૃતિ દ્વારા જ થયા કરતી હોય છે, તે સ્વયંને અકર્તા જ જુએ છે. અને જ્યારે સ્વયંને અકર્તા જુએ છે ત્યારે;

**યસ્ય નાહઙ્કૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।**
**હત્વાપિ સ ઈમાઁલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે ॥**

(ગીતા ૧૮ । ૧૭)

તે બધા લોકોને મારીને પણ વાસ્તવમાં ન તો મારે છે, ન તો પાપથી બંધાય છે. મનુષ્ય અહંકૃત ભાવથી જ ફસાયો છે. અને તે અહંકૃત ભાવ ખરેખર છે જ નહિ, કેવળ માનેલો છે. અને કેવળ માનેલું ન માનવાથી છૂટી જાય છે. આ તમારા અને અમારા સૌના અનુભવની વાત છે. તેથી આ વાતને માની લો કે શરીર હું નથી અને શરીર મારું નથી, શરીર અલગ છે અને હું અલગ છું.

**વાસાંસિ જીર્ણાનિ યથા વિહાય નવાનિ ગૃહ્ણાતિ નરોઽપરાણિ ।**

(ગીતા ૨ । ૨૨)

જેમ મનુષ્ય ફાટેલાં કપડાંને છોડીને નવાં કપડાં ધારણ કરે છે ત્યારે કપડાં હું નથી, તેમ આ શરીર પણ હું નથી અને મારું નથી. જો હું અને મારાપણું વધારતા જ રહેશો કે હું વાંચી-લખીને વિદ્વાન બની જઈશ, પંડિત બની જઈશ, વ્યાખ્યાનદાતા બની જઈશ, ઊંચો

બની જઈશ, મોટો બની જઈશ, ધનવાન બની જઈશ અને ધન મારું થઈ જશે. સંપત્તિ મારી થઈ જશે, પરિવાર થઈ જશે. આ રીતે હું અને મારું વધારતા જ જશો તો શાન્તિ અને સુખની પ્રાપ્તિ નહીં જ થાય અને જ્યાં અહંતા-મમતા છોડી દીધી કે તે જ ક્ષણે '**સ શાન્તિમધિગચ્છતિ**' શાન્તિ પ્રાપ્ત થઈ જશે. તો પ્રશ્ન હતો કે–

## શાન્તિ કેવી રીતે મળે ?

અહંતા-મમતા વધારીને અશાન્તિ તમે સ્વયં પેદા કરી છે. જેટલી અહંતા-મમતા અધિક હશે, અશાન્તિ પણ એટલી જ વધારે થશે. અને અહંતા-મમતાનો જ્યાં ત્યાગ કર્યો કે તત્કાળ શાન્તિ મળી સમજો.

'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્'

(ગીતા ૧૨।૧૨)

સીધી સરળ વાત છે, વ્યવહારમાં કહી દો કે જમીન, મકાન, સ્ત્રી, પુત્ર, પરિવાર અમારાં છે; પરંતુ અંદરથી એમાં મમતા અને આસક્તિ ન રાખો.

એક પ્રસંગ આવે છે કે એક વાર એક સાધુબાબા નગરમાં ભિક્ષા કરીને એક બાગમાં બેસી ગયા ત્યારે સાંજે રાજા ત્યાં આવ્યા અને સાધુબાબાને પૂછ્યું કે 'અહીંયાં કેમ બેઠા છો ? કોઈ ધર્મશાળામાં કે આશ્રયસ્થાનમાં જવું જોઈએ.' સાધુબાબાએ કહ્યું કે 'આ પણ ધર્મશાળા જ છે ને.' રાજાએ કહ્યું, 'આ તો મારી કોઠી-રહેઠાણ છે.' સાધુબાબા બોલ્યા, 'સારું, તમારી કોઠી-રહેઠાણ છે. તમારા પહેલાં કોણ રહેતું હતું ? રાજાએ કહ્યું, 'મારા પિતાજી રહેતા હતા.' એમના પહેલાં કોણ રહેતું હતું– કહેવાયું કે 'મારા દાદાજી રહેતા હતા, અમે તો પેઢીઓથી અહીં રહેતા આવ્યા છીએ.' સાધુબાબાએ કહ્યું, 'શું તમે સદા આમાં રહેવાના છો ?' રાજા બોલ્યા, 'જ્યાં સુધી જીવીએ છીએ ત્યાં સુધી અમે રહીશું, પછી અમારા પુત્રો રહેશે.' સાધુબાબાએ ટકોર કરી કે

'તો પછી ધર્મશાળા કોને કહેવાય ? એક આવ્યો, એક ગયો, આવું જ તો ધર્મશાળામાં થાય છે.' વ્યક્તિ, વસ્તુ, પદાર્થ જે કંઈ મળે છે, તેમનો સદુપયોગ કરવાનો છે, તેમના પર અધિકાર કરવાનો નથી. કબીરદાસજીએ શરીરને ચાદર માનીને જ તો કહ્યું છે :

**કબીરા ચાદર હૈ ઝીનીં, સદા રામ રસ ભીની ।**

પછી અન્તમાં કહ્યું છે :

**નૌ દસ માસ બુનતા લાગ્યા, મૂરખ મૈલી કીની,**
**દાસ કબીર જુગતિ સે ઓઢી, જ્યોં કી ત્યોં ધર દીની ।**

આનો અર્થ એ થયો કે શરીરમાં મારાપણું અને હુંપણું કરવાનું નથી. એનો સદુપયોગ પોતાના કલ્યાણને માટે કરવાનો છે. આ વાતનો પાકો વિચાર કરી લો કે આ શરીર છે અને સંસારની વસ્તુઓ, સામગ્રી એ સર્વ કાંઈ સંસારનું છે અને સંસારની સેવા માટે આ બધું મળેલું છે. એમને પોતાની ન માનીને સંસારની માનો અને સંસારની સેવા માટે માનો. આથી વસ્તુઓનો સદુપયોગ થશે. પરંતુ પોતાની અને પોતાને માટે માનશો તો વસ્તુઓનો દુરુપયોગ થશે. અને દુરુપયોગનો આપણે દંડ ભોગવવો પડશે. એમને પોતાનાં માનવાથી લાભ તો કોઈ થવાનો નથી અને હાનિ કોઈ પણ પ્રકારની બાકી રહેશે નહીં. પારાવાર હાનિ થશે. આ વસ્તુઓ પર પોતાનો અધિકાર જમાવવો, કબજો કરવો એ બેઈમાની છે અને આ જ બંધન છે. આ બધું ભગવાનનું છે, અથવા તો સંસારનું છે, પ્રકૃતિનું છે, જેનું છે એનું માનો, તો આ જ તો મુક્તિ છે. ભક્તિયોગમાં આ બધું ભગવાનનું છે, કર્મયોગમાં સંસારનું છે અને જ્ઞાનયોગમાં પ્રકૃતિનું છે. તેથી આ સર્વને સ્વયંનું અને સ્વયં માટે છે એવું ન માનો.

એક બીજી વાત એ છે કે આપણે આ શરીર તથા વસ્તુઓથી સુખ લેવા ઇચ્છીએ છીએ, પરંતુ આ માનવ-શરીર તથા એની સામગ્રી

સુખ તથા ભોગ માટે મળી જ નથી.

**'એહિ તન કર ફળ બિષય ન ભાઈ'**

આ (જીવન) તો બીજાને સુખ આપવા માટે તથા બીજાઓની સેવા માટે મળ્યું છે. જો સુખ ભોગવવા ચાહો તો સ્વર્ગમાં જાઓ, દુઃખ ભોગવવું હોય તો નરકમાં જાઓ. સુખદુખ બન્નેથી ઊંચા ઊઠવું હોય તો મનુષ્યશરીરમાં આવો. સુખદુખ બન્નેથી ઊંચા ઊઠ્યા પછી જ મહાન આનંદ, મહાન શાંતિની પ્રાપ્તિ થશે. પરંતુ જો સુખ ચાહશો તો દુઃખ ભોગવવું જ પડશે. અને જો સુખની કામના છોડી દેશો તો મહાન આનંદ અને મહાન શાન્તિની પ્રાપ્તિ થશે. તેથી શાન્તિનો ઉપાય એ છે કે શરીર હું નથી, શરીર, સંસાર મારાં નથી, મારે માટે પણ નથી, મારે બીજાઓ પાસેથી સુખ લેવું નથી પરંતુ બીજાઓને સુખ આપવું છે.



# પ્રભુની પ્રાપ્તિ સાધનાથી નહિ કેવળ માન્યતાથી

આપણા સૌનો અનુભવ છે કે હું તો તે જ છું જે હું બાળપણમાં હતો, પરંતુ આ શરીર અને સંસાર પ્રતિક્ષણ બદલાઈ રહ્યાં છે. એવી જ રીતે શાસ્ત્ર જણાવે છે કે પરમાત્મા છે. 'હું' અને 'પરમાત્મા' બદલાવાના નથી અને શરીર અને સંસાર પરિવર્તનશીલ છે. મારી અને પરમાત્માની એકતા થઈ અને શરીરની સંસાર સાથે એકતા થઈ, આ શરીરમાં જે ઘનપણું દેખાય છે તે તો પૃથ્વીનો અંશ છે. આમાં જે ગરમી છે, તે સૂર્ય અને અગ્નિનો અંશ છે. એમાં રહેલો વાયુ વાયુનો અંશ છે. અને એમાં જે પોલાણ એટલે કે આંગળી જતી રહે છે તે અવકાશ એ આકાશનો અંશ છે.

હું છું, એ આત્મજ્ઞાન છે અને પરમાત્મા છે એ પરમાત્મ-જ્ઞાન છે. મારી અને પરમાત્માની એકતા છે અને શરીર અને અમારી કહી શકાય એવી સામગ્રીની એકતા સંસાર સાથે છે. તેથી આ પોતાની કહેવાતી વસ્તુઓ દ્વારા સંસારની સેવા કરી લેવાની છે. અને પોતાને સ્વયંને પરમાત્માને અર્પિત કરી દેવાના છે. બસ આટલી જ તો વાત છે.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે જ્યારે વાત આટલી સુગમ છે તો પછી એ સ્થિર થઈને કેમ રહેતી નથી ? એનો ઉત્તર એ છે કે આપણે એ વાતને મહત્ત્વ આપતા નથી, એનો આદર કરતા નથી. એ અભ્યાસજન્ય નથી, આને યા તો માની લો અથવા જાણી લો. જેમ

કે આ નેપાળ છે તો આપણે એનો અભ્યાસ કર્યો નથી, કેવળ માની લીધું છે કે આ નેપાળ છે. આપણે માનવામાં સ્વતંત્ર છીએ. માનવા ચાહો તો હમણાં જ માની શકો છો અને ન માનવા ચાહો તો જન્મ-જન્માંતર સુધી પણ નહીં માની શકો. તમે એવું જ માની લો કે પરમાત્મા છે, તો કામ થઈ ગયું. અથવા તમે જાણી લો કે મારો(અવિનાશીનો) નાશવંત સંસાર સાથે સંબંધ નથી તો પણ કામ થઈ જશે. હું નથી બદલાતો, પરંતુ શરીર અને સંસાર બદલાયા કરે છે. આ બિલકુલ જાણીતી વાત છે. આને જાણવામાં અને માનવામાં અભ્યાસની કશી જ જરૂર નથી, આવશ્યકતા નથી. આ સાચી અને શાસ્ત્રોની વાત છે. જો તમે આ વાતને આદરપૂર્વક સ્વીકારી લેશો તો તમને કરોડો રૂપિયા મળ્યાથી પણ એટલી શાન્તિ નહીં થાય જેટલી કે આ વાતને માનવાથી શાન્તિ મળશે.

એક બીજી પણ વાત છે. આપણે એને બિલકુલ મહત્ત્વ આપતા નથી, જે આપણને મફતમાં મળે છે. જો એક એક વાત પર સો સો રૂપિયાનો ટૅક્સ લગાવી દેવામાં આવે, તો કદાચ આ વાતનો તમે આદર કરશો. અને ખૂબ ભટક્યા બાદ, બદરીનારાયણ જેવા પહાડોમાં ઘૂમ્યા પછી આ વાત પ્રાપ્ત થાત તો તમે એને મહત્ત્વ આપત અને માની પણ લેત. હમણાં ઘેર બેઠાં વગર પૈસા ખરચે વાત મળી રહી છે તેથી મહત્ત્વ આપતા નથી. જે કોઈ ભાઈએ આ વાતને મહત્ત્વ આપ્યું છે, એનું મૂલ્ય ચૂકવ્યું છે તેને લાભ થયો છે. જો કોઈને આ વાત માટે અપમાન સહન કરવું પડ્યું હોય, નિંદા સહન કરવી પડી હોય, કષ્ટ સહેવું પડ્યું હોય, વિપરીત પરિસ્થિતિમાં મુકાવું પડ્યું હોય, તો પણ તેને લાભ તો અવશ્ય થયો જ છે, કેમ કે, એણે મૂલ્ય ચૂકવ્યું છે. જો જોરદાર લગન અને તલપ લાગી જાય, લગની લાગી જાય તો તત્ત્વજ્ઞાન તત્કાળ થઈ જતું હોય છે. તેથી આપ આ વાતને મહત્ત્વ આપો કે હવે તો અમને વાત

મળી ગઈ છે, હવે એ નીકળી શકે નહીં.

ઉદયપુરના રાણા વિષે સાભળ્યું છે કે તેઓ સત્સંગની વાત સાંભળતા અને એમાં જે વાત સારી લાગે, એને સાંભળતાવેંત જ તરત ચાલ્યા જતા કેમ કે, આ વાત નીકળીને જતી ન રહે. તેથી આજે જ આ વાત દૃઢતાથી પકડી લો કે તમે સ્વયં રહેવાવાળા છો અને આ શરીર અને સંસાર પરિવર્તનશીલ છે. તમે અપરિવર્તનશીલ છો અને પરિર્તનશીલોની સાથે મળી જાઓ છો, એમની સાથે એકતા માની લો છો, આ જ તો મોટી ભૂલ છે. જો તમે આ પરિવર્તનશીલ શરીર-સંસાર સાથે ન મળો-ન ભળી જાઓ, તો સમતામાં તો તમે સ્વયં સ્થિત છો જ. તમે આ સૌથી ભિન્ન છો. આ જ કારણે તમે અનુકૂળતા-પ્રતિકૂળતાનો અનુભવ કરો છો. બન્ને પરિસ્થિતિનો અનુભવ તે જ કરી શકે છે જે બન્ને સમયમાં રહે છે. તમે પરિસ્થિતિના પ્રભાવનો સ્વીકાર કરો છો, ત્યારે જ સુખીદુખી થતા રહો છો. જો પરિસ્થિતિના પ્રભાવને ન સ્વીકારો તો ન તો સુખ થશે, ન તો દુઃખ થશે. સમતામાં સ્વતઃ-સ્થિતિ થઈ જશે.

આપે સાંભળ્યું હશે કે નારદજીએ વ્યાસજીને પોતાના પૂર્વજન્મની વાત કરી હતી. નારદજી માની સાથે સંતોની પાસે જતા હતા તેથી એમની ભગવાનમાં ભક્તિ થઈ ગઈ. તે પછી મા મરી ગઈ. બાળકને માના મૃત્યુ પર બહુ મોટું દુઃખ થાય જ છે કેમ કે, મા જ તો બાળકનો આધાર છે. પરંતુ નારદજી ખુશ થયા. તેથી, સુખી દુઃખી થવું આપણા હાથની વાત છે. આટલા માટે ભગવાન કહે છે :

**'ન ત્વં શોચિતુમર્હસિ'**

(ગીતા ૨ । ૨૭)

તું શોક કરવા માટે યોગ્ય નથી, અને અંતમાં કહે છે 'મા શુચઃ' શોક ન કર, શોક કરવો, ન કરવો, આપણા હાથની વાત છે. શોક-ચિંતા કરવી; સુખી-દુખી થવું પ્રારબ્ધનું ફળ નથી. અનુકૂળતા-

પ્રતિકૂળતાનું આવવું-જવું પ્રારબ્ધ (કર્મો) નું ફળ છે. પરંતુ એમાં સુખી-દુખી થવું યા ન થવું એ તમારી મરજીની વાત છે. આ સુખદુખ તો આવનજાવન કરનારાં છે. એમાં શુ સુખી-દુખી થવું ? બહુ આશ્ચર્યની વાત છે. જેમ કે હમણાં જો આપણે દરવાજા પાસે ઊભા રહી જઈએ અને મોટરો અનેક આવે તો આપણે રાજી થઈ જઈએ કે આજે તો મોટરો ઘણી આવી. બીજે દિવસે માનો કે મોટર ન આવી તો દુખી થઈ જઈએ અને રડવા માંડીએ કે આજે તો કોઈ મોટર જ ન આવી. અરે ! એમાં વાંધો શો આવ્યો ? મોટરો ન આવી તો ધૂળ ન ઊડી ! એવી જ રીતે અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિઓ આવતી-જતી રહે છે, ક્યારેક અનુકૂળ આવી ગઈ કયારેક ન આવી. ક્યારેક પ્રતિકૂળ આવી ક્યારેક ન આવી. આ ધન-સંપત્તિ અને પરિવાર વગેરે સૌ આવવા-જવાવાળાં છે. અને તમે સ્વયં રહેવાવાળા છો. એમાં રાજી અને નારાજગી શેની ? 'સમદુઃખસુખઃ સ્વસ્થ' સુખદુખમાં સમ રહેવાથી પોતાના 'સ્વ'માં સ્થિર થઈ જશો, એટલે કે પરમ આનંદ તથા પરમ શાન્તિને ઉપલબ્ધ થઈ જશો, લોકો પણ વખાણ કરશે અને મહાત્મા કહેશે. ભગવાન પણ તમને પ્યારા માનશે. પણ જો આપણે સુખદુખમાં સુખીદુખી થતા રહીશું તો દુખ જ મળશે. લોકો નિંદા કરશે અને ભગવાન પણ રાજી નહીં રહે. તો કહો શો ફાયદો થયો ?

ધનવાન થઈ જવું, સ્વસ્થ થઈ જવું, માન-પ્રતિષ્ઠા મેળવી લેવાં - એ આપણા હાથની વાત નથી, તો પછી એમાં સુખદુખ શાને? હવે એ વાતને આદર આપો, મહત્ત્વ આપો અને મૂલ્ય આપો કે હવે અમે સુખીદુખી નહીં થઈએ. આ વાતને શીખવાની નથી, એનો અભ્યાસ કરવાનો નથી, આને તો માનવાની છે. પછી વારંવાર યાદ કરવાની પણ જરૂર નથી. જેમ તમે તેમને બ્રાહ્મણ અથવા ક્ષત્રિય અથવા વૈશ્ય માની લીધા છે તેમ આ વાતને પણ માની લો. હવે કામ-ધંધો કરતી વખતે, ખાતાં-પીતાં આ વાત યાદ કરવી નહીં પડે, આપમેળે જ યાદ

રહે છે. જો યાદ ન પણ રહે તો પણ કોઈ ભૂલ થતી નથી. ભૂલ તો ત્યારે મનાશે કે તમે બ્રાહ્મણ છો છતાં સ્વયં બ્રાહ્મણ હોવાનો સ્વીકાર ન કરીને શૂદ્ર માની લો છો.

આ રીતે હું પરમાત્માનો છું એ માની લો પછી ભલેને કામ વગેરે કરતાં ભૂલી પણ જવાય, તે ભૂલ નહીં મનાય. ભૂલ ક્યારે મનાશે ? ભૂલ ત્યારે મનાશે કે જ્યારે તમે માની લેશો કે હું પરમાત્માનો નથી. જો તમે આવું નથી માનતા તો અખંડ માન્યતા અંદર તો રહેલી જ છે. જેવી રીતે નામ, જાતિ, સ્થાન, દેશની સાથે અખંડ માન્યતા થઈ જાય છે, એવી રીતે પરમાત્માની સાથે અખંડ માન્યતા થઈ જશે. આ નામ, જાતિ, સ્થાન, દેશ, શરીર વગેરે તો આપણાં છે જ નહીં; કેવળ માનેલાં છે. પરંતુ પરમાત્મા તો મારા પોતાના છે એવું સ્વયં ભગવાન, સદ્ગ્રંથ અને સંતો કહે છે. તેથી આજે જ, હમણાં ને હમણાં જ વાત માની લો કે હું પરમાત્માનો છું અને પરમાત્મા મારા છે.

નારાયણ નારાયણ નારાયણ નારાયણ



# અભિમાન અને અહંકારનો ત્યાગ સંભવ છે

**નિર્મમો નિરહઙ્કારઃ સ શાન્તિમધિગચ્છતિ ॥**

(ગીતા ૨ । ૭૧)

**નિર્મમો નિરહઙ્કારઃ સમદુઃખસુખઃ ક્ષમી ॥**

(ગીતા ૧૨ । ૧૩)

**અહઙ્કારં બલં દર્પં કામં ક્રોધં પરિગ્રહમ્ ।**
**વિમુચ્ય નિર્મમઃ શાન્તો બ્રહ્મભૂયાય કલ્પતે ॥**

(ગીતા ૧૮ । ૫૩)

આ શ્લોકોમાં ભગવાને અહંતા-મમતા અર્થાત્ હું અને મારાપણું આ બેથી રહિત થવાની વાત કહી છે. એથી સિદ્ધ થાય છે કે અહંતા-મમતાનો ત્યાગ થઈ શકે છે. જો આ વાત સંભવ જ ન હોત તો ભગવાન આ વાત જ ન કહેત. ભગવાને કહ્યું છે એનો અર્થ છે કે એનો ત્યાગ અવશ્ય થઈ શકે છે. ત્યાગ એનો જ થઈ શકે જે વાસ્તવમાં હોતું જ નથી. વાસ્તવિકતાનો ત્યાગ નથી હોતો. જેમ કે, જો અગ્નિમાંથી ઉષ્ણતા અને પ્રકાશનો ત્યાગ કરવો તો કેવી રીતે ત્યાગ થાય ? સૂર્ય પોતાના પ્રકાશનો અને ગરમીનો ત્યાગ કેવી રીતે કરે ? અહંતા-મમતા આપણે બનાવી છે. એને જ સંતોએ માયા કહી છે. ભગવાન શ્રીરામે પણ પંચવટીમાં આ જ કહ્યું છે :

**મૈં અરુ મોર તોર તૈં માયા ।**
**જેહિ બસ કીન્હે જીવ નિકાયા ॥**

હું અને મારું, તું અને તારું આ જ માયા છે. આ માયામાં જ સંસાર ફસાયેલો છે. માયાનો ત્યાગ થઈ શકે છે. હવે વિચાર કરવાનો છે કે હું અને મારાપણાનો ત્યાગ કેવી રીતે થાય ? પહેલાં એ વાત મનમાં બરાબર ઠસી જવી જોઈએ કે આનો ત્યાગ થઈ શકે છે. બીજી વાત એ છે કે આ 'હું-પણું' માની લીધેલું છે, સ્વયંનું બનાવેલું છે. આ શરીરથી પૂર્વે 'હું-પણું' ન હતું, જન્મ પછી 'હું-પણું' આવ્યું અને શરીરનો નાશ થયા પછી 'હુંપણું' નહીં રહે. વચમાં જ 'હુંપણું' પેદા થયું. આ જ રીતે કોથળામાં ભરેલા લોટને અને પીપડામાં રહેલા ઘીને કોઈ 'હું' કહેતું નથી. પણ જ્યારે એ પેટમાં જતાં રહે પછી એ પણ 'હું' થઈ જાય છે. આ જ રીતે જ્યારે એ મેલું બની જાય છે ત્યારે 'હું-પણું' મેલામાં જતું રહ્યું. એ મેલું પણ તો હું જ હતો. પણ શરીરની બહાર નીકળી ગયા પછી હવે એ મેલાને કોઈ 'હું' કહે છે કે ? એવી જ રીતે માનો કે હાથ કે પગ સડી જાય, ડૉક્ટર એને કાપી નાખે તો તેમાં 'હું'ને તમે ફેંકી દો છો. એવી જ રીતે મરી ગયા બાદ શરીર અહીં જ પડ્યું રહે છે અને એને લોકો સળગાવી દે છે. જરા ય દયા આવતી નથી. જો શરીર 'હું' હોત તો શરીરને પણ પોતાની સાથે લઈ જાત અથવા શરીરની સાથે આપણે રહ્યા હોત. પરંતુ એવું થતું નથી. શરીરી(શરીરમાં રહેનારો) જતો રહે છે. અને શરીર અહીં જ પડ્યું રહે છે. એ એટલા માટે કે આ શરીરમાં 'હુંપણું' માની લીધેલું છે અને સંસારમાં મારાપણું માની લીધેલું છે.

તમે આ 'અહંપણા'ને બદલી નાખો છો. ગૃહસ્થાશ્રમમાં રહો છો તો કહો છો કે હું ગૃહસ્થી છું. પરંતુ સાધુ બની જાઓ છો તો કહો છો કે હું સાધુ છું. માતા-પિતાની સામે કહો છો કે હું પુત્ર છું અને પુત્રની સામે કહો છો કે હું પિતા છું. એ જ રીતે ભાઈની સામે કહો છો કે હું ભાઈ છું, પત્નીની સામે કહો છો કે હું પતિ છું. તમને કોઈ પૂછે કે તમે સાચું કહો કે તમે પુત્ર છો, કે પિતા છો, કે પતિ

છો ? તો એનો ઉત્તર છે કે તમે સ્વયં પુત્ર, પિતા, ભાઈ, પતિ કોઈ નથી. પુત્ર, પિતા, ભાઈ, પતિ વગેરે તો તમે બીજાની સામે છો. બીજાની અપેક્ષાએ છો. બીજાની અપેક્ષાએ બનેલા છો. આ 'હું-પણા'ને નષ્ટ કરવા માટે એક બહુ જ સુગમ વાત છે કે 'હું-પણા'ને શુદ્ધ કરી લેવું જોઈએ. શુદ્ધ ક્યારે થાય ? શુદ્ધ એ સમયે થાય છે કે માતા-પિતાની સામે જાય તો એ એવું કાંઈ કરે જે સુપુત્રના પણ સુપુત્ર કરતા હોય છે. બીજા કર્તવ્યોનું પાલન કરે યા ન કરે – આ તરફ વિશેષ ખ્યાલ નથી કરવો. થોડો વિચાર એટલા માટે કરવાનો છે કે પુત્ર વગેરેને ભણાવવાનું આપણું કર્તવ્ય છે. એમને કહી દેવું, સમજાવી દેવું આપણું કર્તવ્ય છે. પણ તેઓ આપણું કહેવું ન માને તો દુખ ન લગાડવું અને આપણે તો આપણું કર્તવ્ય-પાલન કરી દીધું છે એ વાતનું અભિમાન પણ ન કરવું . સત્પતિ પોતાની પત્નીની સાથે ન્યાયયુક્ત, ધર્મયુક્ત વરતાવ કરી દે, પછી ભલે પત્ની તમારી જોડે ઝગડે, દુખ દે કે કર્કશ વ્યવહાર કરે; આપણે આપણું કર્તવ્ય ન ચૂકવું. યોગ્ય રીતે પોતાના કર્તવ્યનું પાલન કરવું . જો આપ કરશો તો શું થશે ? તમારું 'હું-પણું' શુદ્ધ થઈ જશે. 'હું-પણું' શુદ્ધ થઈ જવાથી એને છોડવાની તાકાત તમારામાં આવી જશે. પરંતુ જ્યાં સુધી અન્યાયપૂર્વક કાર્ય કરતા રહેશો, ત્યાં સુધી 'હું-પણું' અને 'મારા-પણા'ની માયા છૂટશે નહિ. પરંતુ શુદ્ધ થવાથી એ માયા છૂટી જશે, બાંધશે નહીં કેવળ વ્યવહારમાત્ર માટે હું અને મારાપણું રહેશે.

જેવી રીતે તમે કોઈ મીલમાં કામ કરો છો તો કહો છો કે હું અમુક મીલનો માણસ છું. એવી જ રીતે રેલવેમાં કામ કરતા હો તો કહો છો કે હું રેલવેનો કર્મચારી છું. પરંતુ સદા સ્વયંને મીલના કે રેલવેના કર્મચારી માનતા નથી. એ જ રીતે તમે સ્વયંને પિતા, પુત્ર, ભાઈ, પતિ માનો. એવી રીતે જો તમે ધનિક છો તો નિર્ધનોની અપેક્ષાએ ધનિક છો, નિર્ધનોએ જ તમને ધનિક બનાવ્યા છે. ઉદાહરણ તરીકે

જો નગરમાં તમે લખપતિ છો અને બાકીના બીજા બધા કરોડપતિ છે તો તમે સ્વયંને ધનિક નહીં કહેવડાવી શકો. એ કરોડપતિઓની વચ્ચે શું ક્યારેય તમને લખપતિ હોવાનું અભિમાન થાય છે ખરું ? પરંતુ જો તમારા સિવાય બધાં જ નિર્ધન હોય તો તમને ધનિક, લખપતિ કહેવડાવવામાં આનંદ આવશે. તેથી આ નિર્ધનોને કારણે જ તમે ધનવાન છો. એમણે જ તમને લખપતિ બનાવ્યા છે. તેથી જ તમારે નિર્ધનોની સેવા કરવી જોઈએ. જે ઉપકાર લે છે પણ ઉપકાર કરતા નથી તે કૃતઘ્ન હોય છે. તેથી ધનનું અભિમાન, વિદ્યા-બુદ્ધિનું અભિમાન, બળનું અભિમાન મોટામાં મોટી ભૂલ છે. ભગવાનશ્રીએ સોળમા અધ્યાયમાં કહ્યું છે–

**દમ્ભો દર્પોऽભિમાનશ્ચ ક્રોધઃ પારુષ્યમેવ ચ ।**
**અજ્ઞાનં ચાભિજાતસ્ય પાર્થ સમ્પદમાસુરીમ્ ॥**

(ગીતા ૧૬ । ૪)

આ અભિમાન અને અહંકાર વગેરે આસુરી સમ્પદાને પ્રાપ્ત પુરુષનાં લક્ષણ છે. ફરીથી કહે છે. :

**'દૈવી સમ્પદ્વિમોક્ષાય નિબંધાયાસુરી મતા ।'**

દૈવી સંપદા મુક્તિ આપનારી છે અને આસુરી સંપદા બંધન કરનારી છે. તેથી ધન, વિદ્યા, બુદ્ધિ, બળ અને પદનું અભિમાન ન કરવું પણ બીજાની સેવા કરો અને પિતા, પુત્ર, પતિ વગેરે જે કાંઈ પણ તમે છો, તમારું કર્તવ્યપાલન નાટકની જેમ ઉત્તમોતમ કરો, વેશ(સ્વાંગ)ને બગાડવાનો નથી અને નથી એનું અભિમાન કરવાનું. પરંતુ જેઓએ તમને બુદ્ધિમાન, વિદ્વાન, ધનવાન અને બલવાન બનાવ્યા છે અર્થાત્ જે મૂર્ખાઓ, નિર્ધનો, નિર્બળોને કારણે તમે બુદ્ધિમાન, વિદ્વાન, ધનવાન અને બળવાન બન્યા છો એમની સેવા કરવાની છે. બ્રાહ્મણ અને સાધુ બ્રાહ્મણપણા અને સાધુપણાના અભિમાનને કારણે મોટા બન્યા નથી પરંતુ ત્યાગને કારણે મોટા બન્યા છે. આજે એમનામાં

અભિમાન આવી ગયું છે, એ જ કારણે તિરસ્કારને પાત્ર બન્યા છે. જ્યારે તેઓ પોતાની જાતને મોટા માનવા લાગ્યા ત્યારે દુનિયાએ તેમને મોટા માનવાનું છોડી દીધું.

શ્રાદ્ધની એવી વિધિ છે કે પહેલાં બ્રાહ્મણને નિમંત્રણ આપવું જોઈએ. બ્રાહ્મણો સંયમપૂર્વક બ્રહ્મચર્યપૂર્વક રહે. યજમાનને ત્યાં ભોજન કરે, એમના પિતૃઓનો ઉદ્ધાર કરે. પછી પોતાના ઘરે જઈને ગાયત્રી જપ કરે અને પ્રાયશ્ચિત્ત કરે. આ શું હતું ? આ બ્રાહ્મણોનો ત્યાગ હતો. લોકોને દેખાય છે કે બ્રાહ્મણો દક્ષિણા લે છે, અન્ન ખાય છે. પરંતુ વાત હતી એથી વિપરીત, તે લેતા થોડું અને દેતા ઘણું વધારે. લેતા હતા ભૌતિક ચીજ અને આપતા હતા આધ્યાત્મિક ચીજ. એટલા માટે જ એમનો મહિમા થયો. એવી જ રીતે સાધુ નિર્વાહ થાય તે માટે જ ભિક્ષા ગ્રહણ કરતા હતા અને આધ્યાત્મિક જ્ઞાન અને ઈશ્વરતત્ત્વ આપતા હતા. બીજાઓનો ઉદ્ધાર કરતા હતા. તેથી જ તેઓ મોટા થયા. દાતા થયા. કેવળ બ્રાહ્મણને ઘેર જન્મ લેવાથી અથવા સાધુબાબાનો વેશ લેવાથી કોઈ મોટું-મહાન બનતું નથી. એમનામાં અભિમાન ન આવી જાય તેથી એમની જીવિકા ગૃહસ્થોને આધીન રખાઈ. સાધુને ભિક્ષા માટે ગૃહસ્થી સામે હાથ ધરવો જ પડશે. એમાં ગૃહસ્થીનો હાથ ઉપર અને સાધુનો હાથ નીચે જ રહેશે. આ રીતે ભગવાને સર્વનો સંબંધ જોડી રાખ્યો છે. પોતપોતાની જગ્યાએ રહીને સ્વયંના કર્તવ્યનું પાલન કરશો તો સંસિદ્ધિને પ્રાપ્ત થઈ જશો.

**સ્વે સ્વે કર્મણ્યભિરતઃ સંસિદ્ધિં લભતે નરઃ ।**

(ગીતા ૧૮ ।૪૫)

બ્રાહ્મણ પ્રતિગ્રહ (દાન) લેવાથી દોષી ઠરે છે એવો કાયદો નથી. જો બ્રાહ્મણ યજમાનના હિતને માટે, એના ઉદ્ધારને માટે લેતો હોય તો તે ઋણી પણ નથી અને દોષી પણ નથી. પરંતુ જો તે પોતાના સ્વાદને ખાતર લે, પોતાનાં સુખને માટે લે અને ધનવાન બનવાને

માટે લે તો તે દોષી ઠરે છે. જો બ્રાહ્મણ યજમાનના ઉદ્ધાર માટે લેતો હોય તો તે ખરેખર તો યજમાન પાસેથી લેતો નથી, એને આપે છે. આ જ રીતે તમે નામ-કીર્તિને માટે દાન-પુણ્ય કરતા હો તે આપવું પણ લેવું જ ઠરે છે. જ્યાં સુધી આ પ્રકારની તમારી દાનત હોય ત્યાં સુધી તમે ક્યારેય દાતા નહીં થઈ શકો.

બીજી વાત એ છે કે તમારી પાસે ધન, વિદ્યા વગેરે છે અને તમે તે બીજાઓને આપો છો તો આ કાંઈ ઉત્તમ કોટિની ચીજ નથી. આ તો ઈન્કમટેક્સ ચૂકવવા જેવું છે. એમાં જો તમે બડાઈ કે અહંકાર કરતા હો તો તમારી ભૂલ છે. અહંકાર કરવો તો જેમ આગળ ઉપર કહ્યું તેમ આસુરી સંપદાનું લક્ષણ છે. અને આસુરી સંપદા બંધનકારક છે. તેથી આપણે આ આસુરી સંપદાથી ઊંચે-ઉપર ઊઠવાનું છે. અભિમાન તો વસ્તુઓ તથા પદાર્થોને લીધે થાય છે, અને અહંકાર શરીરને લીધે સ્વયંમાં થાય છે. તેથી આપણે અહંકાર અને અભિમાનનો ત્યાગ કરવો જોઈએ.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**

**શાન્તિનો મૂળ-મન્ત્ર**

**"કરને મેં સાવધાની-**
**હોને મેં પ્રસન્નતા"**



# પરાધીનતા અને સ્વાધીનતા

આપણે બધા એવું વિચારીએ છીએ કે અમારી પાસે પૈસા ન હોવાને કારણે અમે પરાધીન છીએ. જો રૂપિયા થઈ જાય તો અમે સ્વાધીન થઈ જઈશું, કેમકે જે ચીજને ખરીદવા રૂપિયા જોઈએ તે ન હોવાથી આપણે તે ચીજ ખરીદી શકતા નથી. જો નાણાં મળી જાય તો અમે અમારી ઇચ્છા પ્રમાણેની ચીજ ખરીદી શકીએ. આ વાતને સારી રીતે સમજી લેવી જરૂરી છે. જો તમે રૂપિયાથી ચીજ ખરીદી શકો તો તેમાં તમે સ્વાધીન કેવી રીતે થયા ? તમે રૂપિયાને આધીન થઈ ગયા. રૂપિયા 'પર' છે, 'સ્વ' નથી. તેથી તમે પર-આધીન જ થયાને ? રૂપિયાને આધીન થઈ રહીને જો તમે સ્વાધીનતાનો અનુભવ કરો તો તમે મોટામાં મોટી ભૂલ કરી રહ્યા છો. જેમ પહેલાં રૂપિયા ન હતા ત્યારે તેનું દુઃખ હતું. હવે રૂપિયા વપરાઈ જશે, ખર્ચાઈ જશે તેનું દુઃખ છે. ફર્ક એટલો જ છે કે રૂપિયા ન હતા ત્યારે પરાધીનતા અનુભવતા હતા, પણ રૂપિયા આવવાથી એવી સ્થિતિ ઉત્પન્ન થશે કે પરાધીનતાનો અનુભવ પણ નહીં થાય. એવું અંધારામાં અટવાવાનું થશે. જેને પરાધીનતાનો અનુભવ થાય છે તે પરાધીનતા રહિત અર્થાત સ્વાધીન થઈ શકે છે. પરંતુ જે પરાધીન છે અને પરાધીનતાનો અનુભવ પણ ન કરતો હોય, તે ક્યારેય સ્વાધીન થઈ શકે નહીં. જ્યાં સુધી તમને પ્રકૃતિથી ઉત્પન્ન પ્રાકૃત પદાર્થોની ઇચ્છા, વાસના, ચાહના છે ત્યાં સુધી તમે બિલકુલ પરાધીન જ છો. કેમ કે પ્રાકૃત પદાર્થ રૂપિયા, ધન, શરીર વગેરે આવન-જાવન કરનારા, ઉત્પન્ન અને નષ્ટ થનારાં છે. પરંતુ તમે

નિરંતર રહેનારા છો. તમે સ્વરૂપતઃ તો શરીર ઉત્પન્ન થતાં પહેલાં પણ હતા, હમણાં પણ છો, શરીર નષ્ટ થયા પછી પણ રહેવાના છો. તેથી જો શરીર, ઈન્દ્રિયો, અંતઃકરણ વગેરેને આધીન નહીં રહો ત્યારે જ તમે સ્વાધીન હશો, ઈન્દ્રિયોને આધીન રહેવું એ જ પરાધીનતા છે. પરમાત્મા 'સ્વ' છે. તમે અને પરમાત્મા બન્ને સદા રહેનાર છો. જો તમે પરમાત્માને આધીન થઈ જાઓ, એમની શરણમાં જતા રહો તો સ્વાધીન થઈ જ જશો. કેમ કે, પરમાત્મા 'સ્વ' છે, આપણા પોતાના છે. જો આપણે પ્રભુને શરણે જતા રહીએ તો, પ્રભુ-પરાયણ થઈ જઈએ. તો ભગવાન કહે છે :

**'મૈ ભગતન કો દાસ ભગત મેરે મુકુટ મણિ'**

ભગવાન તમને માલિક બનાવી દે છે. અર્જુન ભગવાનને કહે છે કે મારો રથ બન્ને સેનાઓની વચ્ચે ઊભો કરી દો–

**સેનયોરુભયોર્મધ્યે રથં સ્થાપય મેડચ્યુત ॥**

(ગીતા ૧ । ૨૧)

ભગવાન કોની આજ્ઞાનું પાલન કરે છે ? તમે ભગવાનને આધીન થઈ જાવ છો. પરંતુ, આ રૂપિયા-પૈસા જેને માટે જૂઠું બોલવું, કપટ, બેઈમાની, કાવતરાં બધું જ કરો છો, તે જતી વખતે તમને પૂછવા ઊભાં નહીં રહે કે અમે જઈ રહ્યાં છીએ. ઈરાદાપૂર્વક ખસી જશે. તમારી કોઈ માન-મર્યાદા શરમ નહીં રાખે. એ જ રીતે આ શરીર જેને તમે મારું-મારું કહેતા ફરો છો ક્યારેક હું પણ કહી દો છો, વર્ષો સુધી અન્ન, જળ, વસ્ત્ર આપીને આળપંપાળ કરો છો, પણ જો એક-બે દિવસ અન્ન-જળ વગર રાખી જુઓ તો પોલ ખોલી દેશે. કામ કરવાનું બંધ કરી દેશે. એને એટલી ય શેહ-શરમ નહીં નડે કે વર્ષો સુધી એને તમે અન્ન, જળ, વસ્ત્ર આપ્યાં છે, બે દિવસ ન મળે તો શું ? પણ શરીર આવું નહીં વિચારે. તમારા માન-મોભાને વટાવી ખાશે. એ કૃતઘ્ન છે. આપ આની ગુલામી કરો છો. પરંતુ તે તમારી ગુલામી નહીં કરે ! તે

આપણું નથી. તમે તમારું માની લીધું એ જ મોટો ધોખો છે. એના પર તમારો અધિકાર નથી જ. જો તમારો અધિકાર હોત તો તમે તેને કમજોરી-નબળાઈથી બચાવી શકયા હોત, તેને ઘરડું ન થવા દેત, માંદું પડવા ન દેત, ઓછામાં ઓછું મરવા તો ન જ દેત ! શું તમે આમ કરી શકો છો ખરા ? જો ન કરી શકતા હો તો શરીરને પોતાનું માનવું એ ભૂલ છે.

આ શરીર આપણું છે ત્યાં સુધી જે વાતનો લાભ લેવો હોય તે લઈ લો. એનાથી સ્વયંનો ઉદ્ધાર, સ્વયંનું કલ્યાણ કરી શકો છો. આ ઉદ્ધાર થશે શરીરની અહંતા-મમતાનો ત્યાગ કરવાથી. સંસારની સર્વ વસ્તુઓ કેવળ ત્યાગ માટે છે, બીજાની સેવા માટે મળી છે, માત્ર તમારે જ માટે મળી નથી. જો આ વાતને માની લેશો તો મહાન શાંતિ મળશે. આવું માનવાથી મરણનો ભય ટળશે, તૃષ્ણા તથા કામના સમાપ્ત થઈ જશે. કામના જ નહીં રહે તો દરિદ્રતા સર્વથા સમાપ્ત થઈ જશે. પણ જો તમે ચીજો લેતા જ રહેશો, લેતા જ રહેશો તો દરિદ્રતા જ વધવાની છે.

**'જિમિ પ્રતિ લાભ લોભ અધિકાઈ ।'**

જેમ જેમ વસ્તુ અધિક થતી જશે તેમ તેમ અભાવ અધિક થતો જશે. આ વાત એકદમ પાકી, સાચી અને શાસ્ત્રીય સિદ્ધાન્તની છે. સ્થૂળ રીતે પણ મેં જોયું છે કે માણસો પાસે ધન ઓછું હતું ત્યારે સત્સંગમાં આવતા હતા. ભજન-સાધન કરતા હતા અને કહેતા હતા કે ધનવાનો સત્સંગમાં કેમ આવતા નથી. અમારે તો ધનની કમી છે, ખાવાના રોટલા પૂરા મળતા નથી, તો પણ સત્સંગમાં આવવાનું મન થાય છે. પરંતુ આ જ લોકોની પાસે જ્યારે ધન થઈ જાય છે ત્યારે તે પણ હવે સત્સંગમાં આવતા નથી. જો કોઈ એમને કહે કે સત્સંગમાં ચાલોને તો તે કહેશે કે એટલો બધો કામ-ધંધો છે કે સત્સંગમાં અવાતું જ નથી. બીજા ધનવાનોને ઠપકારતા હતા એ જ દશા એમની થઈ ગઈ ! આવું અમે

જોયું છે. બીજી વાત એ છે કે પૈસા થઈ જતાં આસુરી સંપદાનું લક્ષણ અભિમાન આવી જાય છે. અભિમાનીની કોઈને ય દયા આવતી નથી. ગરીબો પ્રત્યે લોકાને દયા પણ આવે. પૈસાદાર શેઠ લોકોના નોકરો પણ પરસ્પરની વાતચીતમાં બોલે છે કે શેઠ પાસે પૈસા બહુ છે પણ અક્કલ નથી. એનું તો મોઢું ય જોવા જેવું નથી, પણ શું કરીએ, આવક નથી એટલે અહીં નોકરી કરવી પડે છે ! નોકરો જ ઘૃણા કરતા થઈ જાય છે. તમે સ્વતંત્ર ત્યારે જ થઈ શકો, જ્યારે રૂપિયાની ગુલામીમાંથી છૂટકારો મળે. લાખો, કરોડો રૂપિયા તમારી પાસે છે પણ રૂપિયાની ગરમી તમારામાં ન હોય, રૂપિયાને કારણે તમારામાં અભિમાન ન હોય, ત્યારે જ તમે સ્વતંત્ર છો, સ્વાધીન છો. પરંતુ રૂપિયા છે જ એટલે સ્વાધીન જ છીએ એમ માનવું બિલકુલ ભૂલ છે. પરંતુ શું સમજાવીએ ? કોને કહીએ ? કેવી રીતે સમજાવીએ ?

**આદિ અવિદ્યા અટપટી ઘટ-ઘટ બીચ અડી ।**
**કહો કૈસે સમજાઈયે, કુએં ભાંગ પડી ॥**

એ જ કૂવાનું પાણી પીને બધા પાગલ થઈ ગયા છે. સાધુ, ગૃહસ્થ, પંડિત, મૂર્ખ, બ્રાહ્મણ, વૈશ્ય બધા પર એક જ ધૂન સવાર થઈ ગઈ છે કે હાય પૈસો, હાય પૈસો. જે દિવસે પદાર્થોની ગુલામી અંદરથી નીકળી જશે અને એ વહેમ મટી જશે કે માણસો પૈસાથી મોટા બને છે, એ દિવસે લાખો કરોડો રૂપિયા હોવા છતાં તમે સ્વતંત્ર છો અને એક ફૂટી કોડી નહીં હોય તો ય તમે સ્વતંત્ર છો. પરંતુ જ્યાં સુધી તૃષ્ણા છે ત્યાં સુધી તમારી પાસે રૂપિયા હોવા છતાં પણ તમે દરિદ્ર જ છો. અને રૂપિયા નહીં હોવા છતાં પણ તમે દરિદ્ર છો. આ બધું 'પર' છે. એ જ રીતે સૈન્યબળ, રાજ્યબળ હશે તોય તમે નિર્બળ છો કેમ કે એ પરાયું બળ છે, અને પરાયા બળથી તમે પરાધીન જ છો, સ્વાધીન તો નથી જ. તેથી જડતાનો આશ્રય છોડો અને ચિન્મય પરમાત્માનો આશ્રય લો જે 'પર' નથી પણ 'સ્વ' છે. આપણા પોતાના છે. પરમાત્મા

સિવાય કોઈ આપણું નથી. એમને આધીન થતાં જ તમે સ્વાધીન થઈ જાઓ છો, સ્વતંત્ર થઈ જાઓ છો. એમને આશરે જશો તો દુનિયા અને દુનિયાના નાશવાન પદાર્થ જ નહીં પરંતુ પરમાત્મા સ્વયં તમારા વશમાં આવી જશે. તેથી પદાર્થોને આશ્રિત ન રહો, એમની ગુલામી ન કરો. રૂપિયા-પૈસા ન્યાયયુક્ત રીતે કમાઓ, એનો સદુપયોગ કરો. તમે લખપતિ કે કરોડપતિ ક્યારે છો ? જ્યારે તમે લાખો અને કરોડો રૂપિયાને લાત મારીને ચાલવા માંડો અને મન પર કોઈ અસર ન પડે ત્યારે. પણ જો લાખ રૂપિયામાંથી ચાર-પાંચ હજાર રૂપિયા પણ ખર્ચાઈ જાય અને અંદર ઉદ્વેગ જાગે તો તમે લખપતિ નથી, લખદાસ છો, પરાધીન છો. પણ જો વસ્તુઓ તમારે આધીન હોય, તો તમે સ્વાધીન છો. ભલે રૂપિયા તમારી પાસે હોય કે ન હોય. રૂપિયા થઈ જાય કે ન થાય એની પરવા નથી.

**સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે ॥**

(ગીતા ૨ । ૪૮)

**સમઃ સિદ્ધાવસિદ્ધૌ ચ કૃત્વાપિ ન નિબધ્યતે ॥**

(ગીતા ૪ । ૨૨)

જો સિદ્ધિના ગુલામ થઈ જશો તો અસિદ્ધિમાં દુઃખ ભોગવવું પડશે. પરાધીનતા નહીં છૂટે.

જો તમે તમારી પોતાની કમાણીના રૂપિયાથી મોટા થઈ જતા હોત તો વિચારો કે તમે મોટા થયા કે રૂપિયા મોટા થયા ? રૂપિયાને તમે પેદા કર્યા છે કે રૂપિયાએ તમને પેદા કર્યા છે ? રૂપિયા આવવાથી મોટા થઈ ગયા એમ માનવું તે વહેમ છે. મોટાપણું રૂપિયા હોવામાં નથી, રૂપિયાના સદુપયોગમાં છે. રૂપિયા દ્વારા ઉત્તમ કામ કરો. કોઈ વાર રૂપિયા વાપરી તો નાખો છો, પરંતુ કંજૂસાઈ કાયમ રાખો છો. રૂપિયા નરકમાં લઈ જનાર નથી જ નથી, પણ કંજૂસાઈ જરૂર નરકમાં લઈ જશે. માટે હે સજ્જનો, તમે અવસર-ટાણું આવ્યે નાણું ખૂબ વાપરજો,

લૂટાવશો નહિ, પણ કંજૂસ પણ ન થશો. અંદરથી રૂપિયાની ગુલામી કાઢી નાખો. રૂપિયા તમે પાસે રાખો, ન રાખો, વધારે રાખો, ઓછા રાખો એનો કોઈ આગ્રહ નથી. પરંતુ જે એની ગુલામી છે, દાસતા છે એ ખોટું છે. તમે પરમાત્માના ચેતન અંશ છો અને ચેતન અંશને રૂપિયા દાસ બનાવી દે તે બહુ દુખની વાત છે, આશ્ચર્યની વાત છે. તેથી એના દાસ ન બનો. પ્રભુના ચરણનો આશ્રય લો, તો સદા સ્વતંત્ર થઈ જ જશો.

તેથી, આ પરાધીનતાથી છૂટવાનો ઉપાય એ છે કે આપણે એ સ્વીકારી લઈએ કે અમે ભગવાનના છીએ અને ભગવાન અમારા છે, સંસાર અમારો નથી અને અમે સંસારના નથી. પરંતુ જેટલી સાંસારિક ચીજો છે - શરીર, ધન, વિદ્યા, બુદ્ધિ, બળ જે કાંઈ અમારી પાસે છે એ સર્વ કાંઈ સંસારની સેવા માટે છે, પોતાને માટે નથી. લેવાનું કોઈની પાસેથી કશું જ નથી, આપવાનું જ આપવાનું છે. તેથી ભગવાનના ચરણોને શરણે જઈને પોતાની કહી શકાય એવી સંપત્તિ, સામગ્રી, શાન્તિ તથા સામર્થ્ય વડે સર્વની સેવા કરો. અને તે દ્વારા જ આપણે સ્વાધીન થઈ જઈએ.

**રામ રામ રામ રામ રામ રામ**



# આવશ્યકતા અને ઇચ્છા

બિલકુલ અણજાણપણાનું નામ અજ્ઞાન નથી અને પૂરેપૂરી જાણકારીનું નામ પણ જ્ઞાન નથી. થોડું જાણવું અને થોડું ન જાણવું, એનું નામ અજ્ઞાન છે, એટલે કે અધૂરા જ્ઞાનને અજ્ઞાન કહે છે. સર્વથા જ્ઞાનના અભાવને અજ્ઞાન કહેવાય નહીં. જેમ કે, પથ્થરને કોઈ અજ્ઞાની નથી કહેતું, કેમ કે, એમાં જ્ઞાન છે જ નહીં. બીજો અજ્ઞાની એ છે કે જે જાણે છે તો ખરો, પણ માનતો નથી. જો એ જેવું જાણે છે એવું જ માની લે અને એ જ પ્રમાણે આચરે તો એનું અજ્ઞાન સદંતર દૂર થઈ જાય છે, એમાં ન તો કોઈની પાસે જવું પડે છે, ન શીખવાની જરૂર છે.

મનુષ્ય શું જાણે છે. એ જાણે છે કે શરીર, કુટુંબ, સંસાર એ બધું જ પહેલાં ન હતું અને હવે પછી નહીં રહે. પરંતુ હું તો પહેલાં પણ હતો અને શરીર નહીં રહે તે પછી પણ રહેવાનો છું. પરંતુ આ વાતને આપણે માનીએ છીએ ક્યાં ? આપણે તો શરીર અને સંસારને રાખવા ઈચ્છીએ છીએ. આપણે ઈચ્છીએ છીએ કે શરીર નિરોગી રહે, ધન-સંપત્તિ આવી જાય, અને આદર-સત્કાર થતો રહે. પરંતુ એ તો કહો કે કોણ નથી જાણતું કે જે શરીર અને નામને લઈને આપણે આ બધું ઈચ્છીએ છીએ એ શરીર અને નામ પહેલાં પણ હતાં, પણ આજે હવે એ યાદ નથી, એવી જ રીતે આ શરીર અને નામ પણ યાદ નહીં રહે. જેને માટે આપણે દિવસ અને રાત પરિશ્રમ કર્યા જ કરીએ છીએ આનું નામ અજ્ઞાન છે. જે કાંઈ કરો

તે બીજાને માટે કરો, સંસારને માટે કરો. સંસાર પાસેથી મને કશું જ નહીં મળે, આ પાકો સિદ્ધાન્ત માની લો. કેમ કે, હું નિત્ય છું અને સંસાર અનિત્ય છે. સંસાર પાસેથી મને કશુંક મળશે એવું વિચારવું જ અજ્ઞાન છે. તેમ છતાં રાતદહાડો સંસારને પ્રાપ્ત કરવાને માટે પરિશ્રમમાં રચ્યા-પચ્યા રહીએ છીએ. પરંતુ જે આપણું પોતાનું છે, સ્વયંનું છે અને મળી શકે તેવું છે એને માટે પરિશ્રમ કરતા જ નથી. આ એકદમ પાક્કી, સાચ્ચી અને સિદ્ધાંતની વાત છે.

હવે એક વાત બીજી જણાવું. તમે ધ્યાન રાખીને સાંભળજો, સમજજો અને શંકા થાય તો પૂછજો. મનુષ્યની અંદર ઇચ્છા હોય છે. એ ઇચ્છાના બે ભાગ છે. એક હોય છે કામના(ઇચ્છા) અને એક હોય છે આવશ્યકતા. ઉદાહરણ તરીકે, જેમ કે ભૂખ લાગે તો ભૂખમાં ખાદ્ય પદાર્થની આવશ્યકતા હોય છે જેથી પ્રાણ ટકી રહે. એવી જ રીતે તરસ લાગે ત્યારે પાણીની જરૂર પડે છે. પરંતુ આ કામના અથવા ઇચ્છા શું છે ? ઇચ્છા તો હોય કે ભોજન અત્યંત સ્વાદિષ્ટ હોય, મીઠાશવાળું હોય, ઉત્તમ હોય, પાણી પણ શીતલ અને મધુર હોય. ભૂખ વાતો કરવાથી મટતી નથી. એ તો ખાવાથી જ મટશે; પરંતુ ઇચ્છા વિચારથી શમી જાય છે. જેમકે અમુક ખાદ્ય પદાર્થ સ્વાદિષ્ટ તો છે પણ કુપથ્ય છે તેથી તમે નહીં ખાઓ, કેમ કે એનાથી રોગ વધશે. આ તો એક દૃષ્ટાંત થયું.

મૂળમાં વાત એ છે કે જેવી રીતે શરીરને ભોજનની આવશ્યકતા છે, એવી જ રીતે સ્વયંને પરમાત્માની જરૂર છે. સંસાર તો માત્ર ઇચ્છા જ છે, આવશ્યકતા છે જ નહીં. સ્વયંને ન તો ધનની આવશ્યકતા છે, ન અન્નની આવશ્યકતા છે, ન શરીરની આવશ્યકતા છે, ન કુટુંબ-પરિવારની આવશ્યકતા છે, ન સંગ્રહની આવશ્યકતા છે, ન ભોગોની આવશ્યકતા છે. આ સ્વયંને તો પરમાત્માની જ આવશ્યકતા છે, કેમ કે તે પરમાત્માનો જ અંશ છે.

**'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।'**

(ગીતા ૧૫ । ૭)

એને પરમાત્મા સિવાય બીજી કશી જરૂર જ નથી, પરંતુ એ ઇચ્છાઓમાં એટલો બધો ફસાયેલો છે કે ઇચ્છા ક્યારેય પૂરી થતી જ નથી અને આવશ્યકતા જે પૂરી થઈ શકે છે તેને જાગૃત કરતો નથી, તેથી સદૈવ દુઃખ જ પ્રાપ્ત કરે છે. વાસ્તવમાં તો આવશ્યકતા એક હોય છે. ભગવાને કહ્યું છે- **'વ્યવસાયાત્મિકા બુદ્ધિરેકા ।'** (ગીતા ૨ । ૪૧). અર્થાત્ નિશ્ચયાત્મિકા બુદ્ધિ એક જ હોય છે.

**બહુશાખા હ્યનન્તાશ્ચ બુદ્ધયોડવ્યવસાયિનામ્ ॥**

( ગીતા ૨ । ૪૧)

પરંતુ અવ્યવસાયીઓની બુદ્ધિ અનન્ત હોય છે. અર્થાત, એમની અનંત ઇચ્છાઓ હોય છે. આવશ્યકતા શી છે? સંસારની ઇચ્છાનો ત્યાગ કરવો અને પરમાત્માની પ્રાપ્તિ કરવી. પણ ઇચ્છાઓ અનેક હોય છે. શીરો મળી જાય, પૂરી મળી જાય, ચટણી મળી જાય, ધન થઈ જાય, પરિવાર થઈ જાય, માન-સત્કાર મળી જાય વગેરે વગેરે. પણ આવશ્યકતા તો એટલી જ છે કે પેટ ભરાય, પછી રોટલા કે સૂકા રોટલા અને ભાજી પણ કેમ ન હોય. એવા મનુષ્યને જ આવશ્યકતા પરમાત્મતત્ત્વની છે, એના વગર આવશ્યકતા મટે નહીં, પણ ઇચ્છાઓ કયારેય મરતી નથી. પૂરી થતી નથી. જેમ જેમ ઇચ્છા પૂરી થતી જશે તેમ તેમ ઇચ્છાઓ વધતી જ જશે. એમનો કયારેય અંત નહીં આવે, એમની પૂર્તિ અસંભવ છે.

ઇચ્છાઓનો ત્યાગ અને આવશ્યકતાની પૂર્તિ કરવી પડશે. ચાહે તો આવશ્યકતાઓની પૂર્તિ કરી દો, તો ઇચ્છાઓ આથમી જશે. જો ઇચ્છાઓને મિટાવી દેશો તો આવશ્યકતાની પૂર્તિ થઈ જશે. સંસારની ઇચ્છાઓનો ત્યાગ કરી દો તો પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ થઈ જશે. સર્વવ્યાપક પરિપૂર્ણ પરમાત્મા કેવી રીતે દૂર થઈ શકે ? સર્વસમર્થ

પરમાત્મામાં આપણાથી દૂર થવાનું સામર્થ્ય જ નથી. કેવળ સંસારની ઇચ્છા હોવાને કારણે એ સર્વવ્યાપી પરમાત્માની પ્રાપ્તિ નથી થતી હોતી. જો ઇચ્છાઓ સર્વથા સમાપ્ત થઈ જાય તો એની પ્રાપ્તિ તત્કાળ થઈ જાય.

તેની પ્રાપ્તિ એ એવો પરમ લાભ છે કે જે પછી બીજો કાંઈ લાભ થઈ શકે એવું માની જ ન શકાય. અને આમાં સ્થિત થઈને મનુષ્ય ગુરુત્તર દુઃખમાં પણ ચલાયમાન થતો નથી

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**

(ગીતા ૬ । ૨૨)

એની પ્રાપ્તિ થઈ ગયા પછી પરમ શાંતિ અને પરમ આનંદ જ રહે છે, એમાં કશો ફરક પડતો નથી. માણસ આ ઇચ્છાઓને કારણે જ દુઃખી થઈ જાય છે. આ ઇચ્છાઓ મહા અનર્થનું કારણ છે. જ્યાં સુધી આ પૃથ્વી રહેશે, તમે ગમે તેટલા વિદ્વાન બની જાઓ, કેટલાય ધનવાન બની જાઓ, ગમે તેટલા બળવાન બની જાઓ, ગમે તેટલું માન-સન્માન અને આદર મળે, તમને ઈન્દ્રનું પદ કે બ્રહ્માનું પદ મળી જાય તો ય શાન્તિ નહીં મળે. આ એકદમ સાચી વાત છે અને બધાંને માટે સાચી વાત છે. સાધુ હો, ગૃહસ્થ હો, ભાઈ હો કે બહેન હો; બધાંને માટે આ વાત સાચી છે. જ્યાં સુધી પરમાત્માની પ્રાપ્તિ નહીં થાય ત્યાં સુધી શાન્તિ, તૃપ્તિ નહીં થાય, કેમ કે, અવિનાશીની તૃપ્તિ વિનાશી સંસારથી કેવી રીતે થઈ જશે ? આ અસંભવ વાત છે. જો આવશ્યકતા અને ઇચ્છાને ઠીક ઠીક રીતે સમજીને આવશ્યકતાની પૂર્તિ કરવામાં આવે તો બધું ઠીક થઈ જશે. આવશ્યકતાની પૂર્તિ અવશ્ય થવાની છે અને ઇચ્છા મટવાની જ છે. જેમ બાળપણમાં રમકડાંની ઇચ્છા થતી, પણ હવે અત્યારે ઇચ્છા થાય છે કે ? એ જ રીતે બરાબર વૈરાગ્ય થયા પછી રૂપિયાની આવશ્યકતા રહે છે કે ? સંગ્રહ, ભોગની

ઇચ્છા રહે છે કે ? જૂની ઇચ્છાઓ સંતોષાતી જાય છે, પણ નવી ઇચ્છાઓ જાગૃત થયા જ કરે છે. ઇચ્છા થાય કે કાર આવી જાય, પછી એને માટે ગેરેજ થઈ જાય, તેલ, ટ્યૂબ, ટાયર અને સ્પેર પાર્ટસ વગેરે જોઈએ. ઇચ્છાઓ વધતી જ રહેશે. **'જિમિ પ્રતિ લાભ લોભ અધિકાઈ'** એમનો અંત ત્યારે જ થશે જ્યારે આવશ્યકતાઓની પૂર્તિ થઈ જશે અર્થાત્ પરમાત્માની પ્રાપ્તિ થઈ જશે.

સૌથી પહેલાં અહીં જેટલાં ભાઈ-બહેનો બેઠેલાં છે તે પોતાની જાતને પૂછે કે અમારે શું જોઈએ છે ? આપણામાંથી ઘણાંને તો એ જ ખબર નથી કે એમને શું જોઈએ છે ! કોઈ ધન ચાહે છે, કોઈ પુત્ર ચાહે છે, કોઈ માન-આદર ઈચ્છે છે, પરંતુ જેને ક્યારેક ચાહો છો અને ક્યારેક નથી ચાહતા; તે આપણી અસલી ચાહ જ નથી. આપણી ચાહના તો સદાય રહેશે, રાત હોય કે દિવસ, સુખ હોય કે દુખ હોય, સંપત્તિ મળે ચાહે વિપત્તિ મળે; એ જ આપણી ઇચ્છા અથવા આવશ્યકતા છે. કામના આપણી ચાહ નથી, એ તો શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને પ્રાણની ચાહના છે, આપણી નથી.

હવે પ્રશ્ન એ થાય છે કે આ **'ઈસ્વર અંસ જીવ અબિનાશી । ચેતન અમલ સહજ સુખ રાસી ॥'** થઈને બંધાયો કેમ ? તો એનો ઉત્તર એ છે કે એ એટલા માટે બંધાયો છે કે એણે સંસારની ઇચ્છાને મુખ્યતા આપી દીધી અને પરમાત્માની આવશ્યકતા જ ભૂલી ગયો. આ વાત એકદમ પાક્કી અને સાચી છે. અમને ઘણી વાતો પુસ્તકો દ્વારા પ્રાપ્ત થઈ છે. અને એ ઉપરાંત પણ ક્યારેક ક્યારેક વાતો સ્વયં પેદા થઈ જાય છે. એક વખતની વાત છે કે ગીતાભવન - ઋષિકેશમાં હું પ્રવચન આપી રહ્યો હતો કે મનમાં આવ્યું કે **'જિમિ પ્રતિ લાભ લોભ અધિકાઈ'** આ શી વાત છે ? જેમ કે દશ રૂપિયાવાળાને સો રૂપિયાની ઇચ્છા થાય, સો વાળાને હજારની ઇચ્છા થાય, હજારવાળાને દશહજારની ઇચ્છા થાય. તો જવાબ એ આવ્યો કે રૂપિયાનો સ્વીકાર કરવાથી જ રૂપિયાની ઇચ્છા થઈ. રૂપિયાનું મહત્ત્વ

અંતઃકરણમાં આવ્યું, ત્યારે રૂપિયાની ઈચ્છા પેદા થઈ. જો રૂપિયાની ઈચ્છા જ ન કરીએ તો ઈચ્છા વધવાનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી. એવી જ રીતે ભણવાની ઈચ્છા એને થતી હોય છે, જે કાંઈ થોડું ઘણું ભણ્યો છે તે વધારે ભણવા-લખવાની ઈચ્છા ધરાવતો થઈ ગયો ! જે ભણ્યો જ નથી, એને ભણવાની ઈચ્છા જ નથી; એને વધારે ભણવાની ચાહના થવાની જ નથી. એને ભણતરની કમી જ નથી. ભણેલા-ગણેલાને જ વધારે ભણતરની કમી હોય છે. એ જ રીતે ધનવાનોને જ ધનની ખેંચ નડતી હોય છે. જેની પાસે રૂપિયા છે જ નહીં એને રૂપિયા-પૈસાની ઈચ્છા જ નથી, તેને રૂપિયાની કમી કે ખેંચ હોય જ નહીં. તેથી સંસારની ઈચ્છાને કારણે જ અભાવ અને ઓછાપણું-કમી થયા કરે છે.

હવે પ્રશ્ન એ છે કે આ જડતાથી, આ ઈચ્છાઓથી છૂટી શી રીતે શકાય ? તો એનો જવાબ એ છે કે મનુષ્યનો જડતા સાથે સંબંધ છે જ નહીં, એણે સંબંધને માની લીધો છે. અને આ ચેતનનો જડની સાથેનો સંબંધ જ અનર્થનો હેતુ છે. આ મૂળ વાત છે. ભગવાને મનુષ્યને સ્વતંત્રતા આપી છે.

**નરક સ્વર્ગ અપબર્ગ નિસેની ।**
**ગ્યાન બિરાગ ભગતિ સુભ દેની ॥**

મનુષ્ય નરક, સ્વર્ગ અને ચોર્યાશી લાખ યોનિઓમાં જઈ શકે છે. જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ પણ પ્રાપ્ત કરી શકે છે. આ એની સ્વતંત્રતા છે. માણસે એ સ્વતંત્રતાનો દુરુપયોગ કર્યો, એથી જ તે ફસાઈ ગયો. અને હવે જો એ સ્વતંત્રતાનો દુરુપયોગ કરે, આવશ્યકતાની પૂર્તિ કરે અને ઈચ્છાઓનો ત્યાગ કરે, તો બિલકુલ ઠીક કામ થઈ જાય. એમાં કિંચિત્ માત્ર સંદેહ નથી.

**રામ રામ રામ રામ રામ**



# બુદ્ધિના નિશ્ચયની મહત્તા

બીજા અધ્યાયના ઓગણચાલીશમા શ્લોકમાં ભગવાને કહ્યું છે :

**એષા તેઽભિહિતા સાઙ્ખ્યે બુદ્ધિર્યોગે ત્વિમાં શૃણુ ।**

(ગીતા ૨ । ૩૯)

હે પાર્થ, આ બુદ્ધિ તારે માટે જ્ઞાનયોગના વિષયમાં કહી છે, હવે એને કર્મયોગના વિષયમાં સાંભળ. જ્ઞાનયોગના વિષયમાં સ્વસ્વરૂપના અનુભવની વાત કહી, કર્મયોગના વિષયમાં નિશ્ચયની વાત કરી. નિશ્ચય શું છે ? એ જ કે અમારે પરમાત્મતત્ત્વને જ પ્રાપ્ત કરવું છે. આવો પાકો નિશ્ચય થતાં જ સંસારથી સંબંધ વિચ્છેદ થઈ ગયો, બિલકુલ થઈ ગયો. કેવી રીતે ? જેવી રીતે તમારી કન્યા છે. એના મનમાં આપણા પ્રતિ આત્મીયતા છે. એનો આપણા પ્રત્યે આદરભાવ છે. પણ વાગ્દાન (સગાઈ) થઈ ગયા પછી જેટલી આત્મીયતા પહેલાં મા-બાપ સાથે હતી, એટલી હવે નથી રહેતી. પરંતુ, પેલો છોકરો જેને એણે જોયો પણ નથી, એનું નામ સાંભળતાં જ એમાં ગહન આત્મીયતા અનુભવે છે. એના ઘરને કન્યા પોતાનું ઘર માનતી થઈ જાય છે. આમ, ભાવ બદલવાથી આવી વાત થઈ જાય છે. પરંતુ, આ સંસારી સંબંધ તો અસ્થિર છે જ. પરંતુ આપણો સંબંધ ભગવાનની સાથે સ્થિર જ છે.

**'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।'**

(ગીતા ૧૫ । ૭)

'આ દેહમાં આ સનાતન જીવાત્મા મારો જ અંશ છે.' તેથી જ્યારે પાકો નિશ્ચય થઈ જાય કે અમારે તો પરમાત્મા તરફ જ ગતિ કરવી

છે. તો જે નિત્ય સંબંધ છે તે જાગૃત થઈ જાય છે. અમે પરમાત્માના છીએ અને પરમાત્મા અમારા છે, આવો સંબંધ થતાંવેંત જ ભજન, ધ્યાન, સત્સંગ અને સ્વાધ્યાય આપમેળે થઈ જશે. ભગવાનના ગુણ, પ્રભાવ, લીલા અને રહસ્ય સર્વ આપણાં પોતાનાં લાગશે. સંસારની વસ્તુઓ આપણી નથી જ. જેવી રીતે શરીરનું કામ કરીએ છીએ એવી રીતે સંસારનું કામ કરી દેવાનું છે. જેવી રીતે વિવાહિત ચતુર પુત્રી માતા, પિતા અને ભાઈ વગેરેને ઘરે આવે છે તો અહીંની સંભાળ એવી સરસ રીતે લે છે કે પિતા અને ભાઈ એમ સમજવા માંડે કે દીકરી અહીં બધું સંભાળી લેશે. તે ઘરની ચીજ-વસ્તુઓની, ગાય-ભેંશ વગેરેની યોગ્ય પ્રકારે સંભાળ લેશે. પરંતુ, તે આ સર્વને પોતાનાં માનતી નથી. એવી જ રીતે પરમાત્માની સાથે સંબંધ જોડાઈ ગયા પછી, પોતાપણું માનવા પછી પણ, મનુષ્ય સંસારની વસ્તુઓની યોગ્ય પ્રકારથી સાર-સંભાળ કરે, પરંતુ હૃદયથી એ જ માનશે કે આ વસ્તુઓ મારી નથી. ભગવાનની સાથે જેટલું આપણાપણું માનવામાં જેટલું બળ છે એટલું અન્ય સાધનામાં નથી.

એક વાર્તા કહે છે કે મથુરાના કેટલાક ચૌબાલોકોએ મથુરાથી પ્રયાગરાજ કુમ્ભ જવાનો વિચાર કર્યો. રેલવે, મોટર, સાઇકલ અને પગપાળા એવા ઘણા વિચાર કર્યા પછી અંતે નાવમાં જવાનો વિચાર નક્કી થયો. યમુનાજી એ તરફ જ વહે છે એવો વિચાર કરીને સાંજે ભાંગ પીને મસ્તીમાં રાતના રવાના થયા. વિશ્રામઘાટથી રવાના થયા, ઘણાએ માણસો હતા. આખી રાત નાવ ચલાવી. સવાર થઈ ગયું. શહેર દેખાયું, પૂછ્યું કયું શહેર આવ્યું ? લોકોએ ઉત્તર આપ્યો કે આ તો મથુરા છે. નાવમાં બેઠેલાઓએ પૂછ્યું કયો ઘાટ છે ? લોકોએ કહ્યું વિશ્રામઘાટ છે. પેલા વિચારવા લાગ્યા કે આ કેવી વાત વિશ્રામઘાટથી તો આપણે નાવમાં ચઢ્યા હતા. આખી રાત નાવ હંકારી હતી. શોધતાં શોધતાં એ જણાયું કે દોરડું જ છોડવાનું ભૂલી ગયા હતા ! દોરડું ખોલ્યા વિના

નાવ ગમે તેટલી ચલાવો-હલેસાં માર્યા જ કરોને ! જ્યાં છો ત્યાં જ રહેશો. એવી જ રીતે સંસારમાં પોતાપણું રાખશો તો ગમે તેટલાં હલેસાં મારશો તો પણ, ભગવાન તરફ નહીં જઈ શકો. પણ જો દોરડું ખોલી દેશો એટલે કે એ સ્વીકાર કરી લેશો કે અમારા તો પરમાત્મા છે અને અમે પરમાત્માના છીએ તો યમુનાજી પોતે જ તમને તમારા લક્ષ્ય સુધી લઈ જશે. અર્થાત્ આપમેળે જ ભજન-ધ્યાન થશે.

મને વ્યાખ્યાન આપતાં ઘણાં વર્ષો થઈ ગયાં, ત્યારે એક વાત મનમાં આવી કે આવા આવા ઊંચી કોટિના મહાપુરુષો થઈ ગયા છે, એમણે શિષ્યો કેમ બનાવ્યા નથી ? એમને સંસાર સાથે કશો સંબંધ નથી, કશું લેવું નથી તો પછી એ શિષ્યો કેમ બનાવતા નથી. તો પોતાના અંદરથી જ જવાબ આવ્યો તે પોતાના માટે શિષ્યો બનાવતા નથી. તે શિષ્ય એટલા માટે બનાવે છે કે શિષ્યોને બતાવી દે કે તમે સંસારના નથી, તમે તો ભગવાન છો. શિષ્ય જાણી જાય છે કે ગુરુ મહારાજે બતાવી દીધું છે કે ભગવાન અમારા છે, સંસાર અમારો નથી, આ પોતાપણામાં એટલી શક્તિ છે, કે એનો જેટલો મહિમા ગાઈએ તેટલો ઓછો જ છે.

તમે થોડુંક ધ્યાન આપીને સાંભળશો તો વાત તમારી સમજમાં આવી જશે, ઘરમાં નાનું બાળક હોય અને જો એ રાત્રે રડવા માંડે તો ઘરમાં માતા-પિતા, દાદા-દાદી, મોટા કાકા, નાના કાકા બધા જ જાગી જાય છે. બધાં જ કહેછે કે, છોકરું શા માટે રડે છે ? એને દવા આપો, વૈદને બોલાવો, ડૉક્ટરને બતાવો, બાળકના રડવામાં એટલી તાકાત છે કે, તે ઘરનાં સર્વેને નચાવે છે. આ કયા બળ પર આમ તે કરે છે ? માત્ર આપણાપણાનાં બળ ઉપર, ઘરના લોકો સમજે છે, કે આપણું બાળક છે. આ વડીલવર્ગ બાળકની યોગ્યતા, વિદ્યા, બુદ્ધિ, બળ અને ન્યાય વગેરે કશું જોતાં નથી. એવી જ રીતે ભગવાન જેટલું પોતાપણા પર ધ્યાન આપે છે તેટલું ભજન, સાધન, જપ, કીર્તન, તપ,

યોગ્યતા અને અધિકાર વગેરે કશા પર ધ્યાન આપતા નથી. અંદરથી એ અતૂટ સંબંધ રહે કે અમે તો ભગવાનના છીએ અને ભગવાન અમારા છે. આમાં બહુ તાકાત છે. એક કરોડપતિનો દીકરો છે જેનામાં બહુ યોગ્યતા નથી અને એનો મુનિમ બહુ જ યોગ્યતાવાળો છે, દર માસે દસ હજારનો પગાર મેળવે છે. જો પેલો દીકરો બીજે ક્યાંય જઈને નોકરી કરે તો સો રૂપિયા ય કોઈ ભાગ્યે જ એને આપે. સો રૂપિયા પણ મળવા મુશ્કેલ થઈ જાય, કેમ કે યોગ્યતા નથી. પરંતુ કરોડપતિ શેઠના મૃત્યુ પછી માલિક કોણ બને ? ખૂબ જ યોગ્ય મુનિમ નહીં, અયોગ્ય છોકરો જ માલિક બને. આવું કેમ ? કેમ કે તે માલિકનો પોતાનો છે. માલિક અને પુત્ર વચ્ચે નિગૂઢતમ પોતાપણું છે, યોગ્યતાથી નોકરી મળશે. જેવી અને જેટલી યોગ્યતા હશે તેવી અને તેટલી નોકરી મળશે. પરંતુ હું ભગવાનનો જ છું, અને ભગવાન મારા જ છે. સંસાર મારો નથી અને હું સંસારનો નથી આ માન્યતા જેવી કોઈ યોગ્યતા નથી, કોઈ બળ નથી.

આપ સૌ અહીં સત્સંગમાં બેઠા છો, પણ અંદરથી કોઈ સંબંધ જોડાયેલો છે કે ઘર મારું છે, પરિવાર મારો છે અને ધન મારું છે. આ મારાપણાનો ભાવ જ સંબંધ છે. આ જ સંબંધ ભગવાન સાથે સંસ્થાપિત થઈ જાય તો તમે બંધનથી મુક્ત થઈ જશો અને ન્યાલ થઈ જશો.

આ જે વાત છે એમાં ખૂબ તાકાત છે. તમારું ઘર, કુટુંબ અને ધન જેને તમે તમારું પોતાનું સમજો છો તે આજથી સો વર્ષ પહેલાં આપનું હતું કે ? અને સો વર્ષ પછી તમારું રહેશે કે ? **'આદાવન્તે ચ યન્નાસ્તિ વર્તમાનેઅપિ તત્તથા'** જે આદિ-અન્તમાં નથી હોતું તે વર્તમાનમાં પણ નથી હોતું. એ ખરેખર છે જ નહીં, કેવળ દેખાય છે. તો પછી કરવું શું ? એમનો સદુપયોગ કરો. એ સદુપયોગ માટે જ છે. અધિકાર જમાવવા માટે કે કબજો કરવા માટે નથી. જેવી રીતે અમે અહીં આ બાગમાં રહીએ છીએ, ભોજન કરીએ છીએ, પાણી પીએ

છીએ, કામ કરીએ છીએ એ ખરું. અમને આ બાગ રહેવા માટે મળ્યો છે, કબજો કરવા માટે નહીં. માલિકી હક જમાવવા માટે નહીં. જો કબજે કરવા જઈશું તો કાન પકડીને બહાર તગેડી મૂકશે. એવી જ રીતે આ સંસાર (એટલે કે ધન, સંપત્તિ, પરિવાર, પદ વગેરે) અધિકાર જમાવવા માટે નથી મળ્યાં પરંતુ સ્વયંનો ઉદ્ધાર કરવા માટે મળ્યાં છે, સ્વયંનું કલ્યાણ કરવા માટે મળ્યાં છે. આ બધી સંસારની સામગ્રી તમે સદા તમારી પાસે રાખવા ચાહશો તો પણ નહીં રાખી શકો. પછી ઈજ્જત શા માટે ગુમાવો છો ? મારવાડી શબ્દોમાં કહીએ તો ''ક્યોં માજનો ગમાવે'' માત્ર બેઈજ્જતી થશે એ સિવાય શું મળશે ?

એક બીજી વાત છે. એ તરફ વિશેષ ધ્યાન આપવાનું છે. ભગવાનની સાથે નવો સંબંધ જોડવાનો નથી. આપણે વિચારીએ છીએ કે સંસારની સાથે અમારો સંબંધ છે, પણ ભગવાન સાથે સંબંધ જોડીશું. પરંતુ ભગવાનની સાથે આપણો સંબંધ આપમેળે છે, કેવળ આપણે ભૂલી ગયા છીએ. વિસ્મૃત થઈ ગયો છે. તેથી ભૂલને છોડવાની છે. અમારો જોડેલો સંબંધ તો સંસાર સાથે છે. તેથી એ જોડેલા સંબંધને જ છોડવાનો છે. અસલી સંબંધને યાદ કરવાનો છે. અને તે એ કે અમે ભગવાનના છીએ, સંપૂર્ણ ગીતાનો ઉપદેશ સંભળાવ્યા પછી ભગવાને અર્જુનને પૂછ્યું કે હે અર્જુન, તેં શું સંપૂર્ણ એકાગ્રતાથી ગીતા સાંભળી અને તારો મોહ નષ્ટ થયો ? ત્યારે અર્જુને જવાબ આપ્યો **'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'** અર્થાત મોહ નષ્ટ થઈ ગયો છે અને જૂની વાત-જૂનો અસલી સંબંધ યાદ આવી ગયો છે. કોઈ નવી ચીજ થઈ નથી, કેમ કે ભગવાનની સાથે પહેલેથી જ પોતાપણાનો સંબંધ છે, હું ભગવાનનો છું એ વાત વીસરાઈ ગઈ હતી, હવે યાદ આવી ગઈ.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**



# સ્વભાવ-શુદ્ધિ

મનુષ્ય શરીર સ્વભાવને સુધારવા માટે મળ્યું છે. આપણે પશુ, પક્ષી, વૃક્ષ, લતા વગેરેને સમજાવી શકતા નથી કે તમે આવું કરો અને આવું ન કરો. વિધિ-નિષેધ કેવળ મનુષ્ય માટે છે. હવે પ્રશ્ન એ છે કે સ્વભાવમાં બગાડ શો થયો છે ? કઈ અશુદ્ધિ છે ? તો એનો જવાબ એ છે કે જેવી રીતે વિજાતીય વસ્તુના સ્પર્શથી કપડું મેલું થઈ જાય છે એવી રીતે મનુષ્યને વિજાતીય દ્રવ્ય લાગેલું છે. હવે એ પ્રશ્ન છે કે વિજાતીય દ્રવ્ય શું છે ? તો એનો ઉત્તર છે કે આ જીવાત્મા સ્વયં તો પરમાત્માનો અંશ છે, એ નિત્ય અને અવિનાશી છે. પરંતુ એણે વિનાશી અને અનિત્ય વસ્તુઓની સાથે સંબંધ જોડી લીધો છે. એને મહત્ત્વ આપ્યું છે, એનો આશરો લીધો છે, એ જ એને મેલ લાગેલો છે. એને કારણે જ અશુદ્ધિ આવી ગઈ છે. હવે આ અશુદ્ધિને કેવી રીતે દૂર કરવી ? તો એનો સરળ ઉપાય છે કે જો હવે એ નવો મેલ ન લગાવે તો જૂનો મેલ છૂટી જશે. કેમ કે આપણે સ્વયં તો છીએ નિત્ય અને મેલ છે અનિત્ય. અનિત્ય નષ્ટ થાય જ છે અને નિત્ય સદા રહે જ છે.

હવે આ નવા મેલમાં બે વાતો મુખ્ય આવે છે એક તો એ કે વસ્તુઓને હું લઈ લઉં એટલે કે એનો સંગ્રહ કરી લઉં અને બીજી વાત એ છે કે આ વસ્તુઓ દ્વારા સુખ ભોગવી લઉં. એ રૂપિયા અને વસ્તુઓનો સંગ્રહ કરવા ચાહે છે, અને એમના દ્વારા સુખ લેવા ચાહે છે. આ ઉત્પન્ન થવાવાળું ધન અને નષ્ટ થનારું ધન અને પદ વગેરેથી

પોતાને મોટો માને છે. પરંતુ સ્વયં તો છે નિત્ય અને ધન, પદ વગેરે છે અનિત્ય. ઉત્પન્ન અને નષ્ટ થનાર વસ્તુઓને મહત્ત્વ આપવું એટલે જ પોતાનું પતન થવું એમ સમજવું.

એટલે આજથી જ વિચાર કરી લો. ઉત્પન્ન થનાર અને નષ્ટ થનાર વસ્તુઓ દ્વારા સેવા જ કરવાની હોય, પરંતુ તેનાથી સ્વયંમાં મોટાઈનો અનુભવ કરવાનો નથી. ધન આવ્યું તો ખૂબ સારી વાત છે અને ધન ચાલ્યું જાય તો પણ ખૂબ સારી વાત છે. ધન આવી જાય તો ધનનો ઉપયોગ કરો અને ધન જતું રહે તો પછી સેવા કરવાની આપણી જવાબદારી રહેતી નથી. આમાં એક વિશેષ વાત એ છે કે આપણે મેલ લગાડવામાં સ્વાધીન નથી, પરાધીન છીએ, પરંતુ નિર્મલ થવામાં એકદમ સ્વાધીન છીએ, કોઈ પરાધીન નથી. આજે જો હું ઈચ્છું કે લખપતિ થઈ જાઉં, તો આખી જિંદગી સંગ્રહ કર કર કરું તો પણ લખપતિ બની જઈશ ખરો ? આપણે મેલ લગાડવામાં સ્વતંત્ર નથી. તમે કરોડપતિ છો અને કરોડ રૂપિયાને ઠોકર મારીને આજે જ ચાલવા માંડો તો કોણ રોકવાનું છે ? કોણ ના કહેવાનું છે ? તેથી શુદ્ધ થવામાં સર્વે સ્વતંત્ર છે, કોઈ પરાધીન નથી.

ઉત્પન્ન તથા નષ્ટ થનાર વસ્તુઓથી પશુ, પક્ષી, વૃક્ષ, લતા, ઘાસ સૌ કોઈ સુખ લે છે. વરસાદ વરસે છે ત્યારે વૃક્ષનાં પાંદડાં ખીલી ઊઠે છે. લતા અને ધરો જેવાં ઘાસ લીલાંછમ થઈ જાય છે. પ્રસન્ન થઈ જાય છે. પરંતુ મનુષ્યમાં અને પશુ-પક્ષી-વૃક્ષ વગેરેમાં એક અંતર છે. મનુષ્યની એક વિશેષતા એ છે કે તે ઉત્પન્ન અને નષ્ટ થનાર વસ્તુઓને ઓળખી શકે છે. મનુષ્યને ભગવાને બુદ્ધિ અને વિવેક આપેલાં છે. તેથી જ એણે વિવેક દ્વારા ઉત્પન્ન થનાર અને નષ્ટ થનાર વસ્તુઓને આદર ન આપવો જોઈએ. મહત્ત્વ ન આપવું જોઈએ. વસ્તુઓને કામમાં લાવો. જેમ કે, જોડા પહેરવામાં ખપ લાગે છે. પણ જોડાને માથા પર મૂકવા, એને મહત્ત્વ આપવું, એનો આશ્રય લેવો એ ભૂલ છે.

આવું વિચારવું કે હું મોટો ધનવાન છું, બળવાન છું, કીર્તિવાળો છું, બિલકુલ ભૂલ છે. ખોટું છે. આ જ મેલ છે. સ્વયંને શુદ્ધ કરવા માટે આ જ મેલને છોડવો પડશે.

પરમાત્મા અને આપણે સ્વયં તો અનુત્પન્ન છીએ અને આ સંસાર તથા એની સામગ્રી ઉત્પન્ન તથા નષ્ટ થનાર છે. જે વસ્તુ નાશ પામવાની છે તેનો સંગ કરશો તો રડવું જ પડશે. માટે ચેતી જાઓ.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે ધન વગેરેની કામના નહીં કરો તો ધન આવશે કેવી રીતે? એનો ઉત્તર એ છે કે શું ધનની કામનાથી કે ધનની ઈચ્છાથી ધન મળે છે ખરું ? શું ઈચ્છા કરવા માત્રથી ભોગ મળે છે કે ? સંગ્રહ તથા ભોગની ઈચ્છાનો ત્યાગ કરી દેશો તો પણ જે વસ્તુ આવવાની હશે તે તો આવશે જ. અને નથી મળવાની તે ક્યારેય નહીં મળે. આ એકદમ પાકી અને સિદ્ધાન્તની વાત છે. તમે એમ પણ કહી શકો કે સંગ્રહ કર્યા વિના કામ કેવી રીતે ચાલશે ? એનો ઉત્તર એ છે કે સંગ્રહને મહત્ત્વ ન આપો. સંઘરેલી વસ્તુઓનો સદુપયોગ કરો. સદુપયોગ કરવાની મનાઈ નથી. અને બીજી વાત એ છે કે આ સંગ્રહથી કામ આખરે કેટલા દિવસ ચાલશે ? એક દિવસ તો મરવું જ પડશે. ‘રામ બોલો ભાઈ રામ’ બોલાશે. પછી બધાં કામ આપમેળે બંધ થઈ જશે.

હવે એક શંકા બીજી પણ થઈ છે કે વિધિ-નિષેધ અર્થાત્ શું કરવું અને શું ન કરવું એનો નિર્ણય કેવી રીતે કરીએ ? તો એનો જવાબ ભગવાન ગીતાજીના સોળમા અધ્યાયના ચોવીસમા શ્લોકમાં આપે છે

**‘તસ્માચ્છાસ્ત્રં પ્રમાણં તે કાર્યાકાર્યવ્યવસ્થિતૌ ।’**

કર્તવ્ય, અકર્તવ્યની વ્યવસ્થામાં શાસ્ત્ર પ્રમાણ છે. એટલે કે શાસ્ત્રોમાં જે કરવાનું કહ્યું તે તો કરીશું અને શાસ્ત્રોમાં ન કરવાનું કહ્યું છે તે નહીં કરીએ. પોતાની ઈચ્છા અનુસાર ચાલવું તો પશુ-

પક્ષીઓમાં હોય છે. મનુષ્યએ તો શાસ્ત્રની આજ્ઞા અનુસાર કર્તવ્યનું પાલન કરવાનું હોય છે. મનુષ્ય શરીર ઉત્તમથી ઉત્તમ છે. તેથી એનાથી ઉત્તમમાં ઉત્તમ કામ કરવાનું છે. સમયનો ઉત્તમોત્તમ ઉપયોગ કરવાનો છે. જો સંઘરો કરવાની ઇચ્છા અને ભોગ ભોગવવાની ઇચ્છા રાખશો તો અપવિત્રતા આવી જશે. તેથી શાસ્ત્રો તથા ભગવાનની આજ્ઞા અનુસાર કાર્ય કરો જેથી અશુદ્ધિ અને અપવિત્રતા નહીં આવે.

**રામ રામ રામ રામ રામ**



# પ્રત્યેક પરિસ્થિતિ સદુપયોગને માટે

અમારા અને આપના-સૌના અનુભવની અને બિલકુલ સાચી વાત છે કે, સંસારની બધી જ ચીજો પ્રતિક્ષણ બદલાઈ રહી છે અને નષ્ટ થઈ રહી છે. આજે તમારું શરીર બાળપણમાં જેવું હતું તેવું છે કે ? બાલ્યાવસ્થાના ભાવ રહ્યા છે કે ? બાળક હતા ત્યારે જે પરિસ્થિતિઓ અને માન્યતાઓ હતી તે આજે છે ? જે રમકડાંને બાલ્યાવસ્થામાં સુખની સામગ્રી માનતા હતા આજે તેને માનો છો ખરા ? નાનપણની બધી જ વસ્તુઓ બદલાઈ ગઈ છે, પરંતુ તમે નાનપણમાં હતા તે-ના-તે જ છો. એથી સિદ્ધ થયું કે તમે રહેવાવાળા છો, અવિનાશી છો અને આ સંસારની વસ્તુઓ પરિવર્તનશીલ છે, વિનાશી છે. તેથી અવિનાશી થઈને વિનાશી સાથે રહેવું ખોટી વાત છે. ભૂલ છે. હું આપને એમ નથી કહેતો કે ઘર છોડી દો, પરિવાર છોડી દો, ધન છોડી દો, વસ્તુઓ છોડી દો. પરંતુ એ કહું છું કે એમનો આશરો ન લો. એમનો ભરોંસો ન કરો. કારણ કે તમે તો રહેનારા છો અને આ વસ્તુઓ રહેનારી નથી. જે વસ્તુઓ જવાની જ છે એવી ચીજોથી કામ કેવી રીતે ચલાવશો ? આ શરીર, આ કુટુમ્બ, આ ધન, આ માન-આદર સર્વ કાંઈ નષ્ટ થવાને પાત્ર છે. શાશ્વત રહેનાર તો પરમાત્મા છે. તેથી તેમનો જ આશ્રય લો, તેમને જ શરણે જાઓ.

બહુ મોટા આશ્ચર્યની અને દુ;ખની વાત છે કે, જે જીવનથી પરમાત્મતત્ત્વની પ્રાપ્તિ કરી લેવાની છે, જીવનમુક્તિ પ્રાપ્ત કરી

લેવાની છે, પ્રભુનો પ્રેમ સંપાદિત કરી લેવાનો છે, ભગવાન મનુષ્યની સાથે રમવા-ખેલવા લાગે અને મનુષ્યના દાસ સુદ્ધાં બની જાય, એટલો અધિકાર આપ્યો છે, એ જ જીવન આપણે નાશવંત ચીજોના સંગ્રહમાં અને સુખ-ભોગમાં નષ્ટ કરી દઈએ છીએ. આ ધન, સંપત્તિ, કુટુંબ, પરિવાર વગેરે નાશવંત છે, શાશ્વત રીતે રહેનાર નથી. આવી ચીજોમાં સમય બરબાદ કરીને આપણે પ્રભુ-પ્રાપ્તિરૂપી મહાન લાભથી વંચિત રહી જઈએ છીએ, જેને માટે પ્રભુએ કૃપા કરીને માનવ-શરીર આપ્યું છે. દરેક ભાઈએ વિચારવું-સમજવું જોઈએ કે આપણને મનુષ્ય-શરીર મળ્યું છે, 'સબ સે દુર્લભ મનુષ્ય દેહી' અને તે પણ ભારતવર્ષમાં જન્મ મળી ગયો. વળી પાછું, કળિયુગમાં આ શરીર મળ્યું છે; જેમાં પ્રભુપ્રાપ્તિ અતિ સરળ છે. એમાં પણ ગીતા જેવો ગ્રંથ, ભગવાનનું નામ, સત્-ચર્ચા તથા સત્સંગ કરવાનો સુંદર મોકો મળી ગયો છે. શું રાજ્ય, વૈભવ, સંપત્તિથી આવો સુંદર મોકો મળી શકવાનો છે ? તો પછી કયા દિવસની રાહ જોઈને બેઠા છો ? કોને ભરોંસે નિશ્ચિંત બેઠા છો ? એવી કઈ ઋતુ, કયું વર્ષ અને કઈ પરિસ્થિતિ આવશે જે દ્વારા તમારું કલ્યાણ કરી શકશો ? આપણે વિચારીએ છીએ કે દીકરા, પૌત્ર મોટા થઈ જાય, કારભાર બરાબર સંભાળી લે તો પછી ભજન-ધ્યાન-આત્મકલ્યાણ કરીશું. પણ શરીરનો કશો ભરોંસો નથી ક્યારે 'રામ બોલો ભાઈ રામ' થઈ જશે. તેથી અસલી કાર્ય (પ્રભુ-પ્રાપ્તિ)-આપણું કલ્યાણ કરી લેવું જોઈએ. આ સંસારનાં કામ લેવડ-દેવડ, કારોબાર વગેરે પુત્ર-પૌત્ર પણ કરી લેશે. અને વંશમાં કોઈ નહીં હોય તો રાજ્ય સંભાળી લેશે અને આ કામ નહીં ચાલે તો પણ તેમાં તમને ક્યાં વાંધો છે ? પરંતુ તે પછી આપનો ઉદ્ધાર કોણ કરશે ?

માનવ-શરીર પ્રાપ્ત કરીને ભગવાનનું ભજન ન કર્યું તો એના જેવી કોઈ હાનિ નથી. અને ખરેખર તો આ જ હાનિ આપણે સહી

રહ્યા છીએ. તેથી સાચા હૃદયથી લગની લાગી જવી જોઈએ કે અમારે તો અમારું કલ્યાણ કરવું જ છે. જ્યાં સુધી તે ન થાય ત્યાં સુધી ચેન ન પડવું જોઈએ. કેમ કે, માનવ-શરીર કલ્યાણ માટે જ તો મળ્યું છે, એ સિવાય એનો બીજો કોઈ આશય નથી. આ સંસાર જે આપણો લાગે છે તે આપણી સાથે રહેવાનો નથી. આ વાતને તમે જરા વિચારી લો–

**વે બડે-બડે મહારાજે**
**જિનકે બજે રાત-દિન બાજે**
**વે ભી બને કાલ કે ખાજે**
**મિલે નહીં બારંબાર શરીર**
**ક્યોં ગફલતમેં ખોતે હો ?**

તેથી માનવ-શરીરમાં પ્રભુ-પ્રાપ્તિનો, સ્વયંના કલ્યાણનો મોકો મળ્યો છે, એને એળે જવા ન દો. નહિતર, ધોખો-દગો-ફટકો થશે. બિચારા મનુષ્યને ખાવા-કમાવામાંથી ફુરસદ જ નથી મળતી, પરંતુ એની ચિંતા કરતો નથી કે માનવ-શરીર કેમ-શા માટે મળ્યું છે ? મેં કોલકાતામાં એકાંતમાં એક ભાઈને પૂછ્યું કે તમારી પાસે લાખો કરોડો રૂપિયા છે, જિંદગીભર બેઠા બેઠા ખાઓ તો પણ ખૂટે નહીં તો પછી જવાબ આપો કે હવે કમાઈને કરશો શું ? સજ્જન હતા, બોલ્યા, 'સ્વામીજી ! એનો ઉત્તર મારી પાસે નથી.'

આ હાલત છે. તો કરવું શું ? ધનનો સદુપયોગ કરવાનો છે. મોટા વડીલ-વૃદ્ધોની સેવા કરો. રોગીઓની સેવા કરો. ગાયોની સેવા કરો. મહત્ત્વ વસ્તુનું નથી, વસ્તુના ઉપયોગનું છે. માનવ-શરીરના પણ ઉપયોગનો મહિમા છે

**'નરક સ્વર્ગ અપવર્ગ નિસેની ।'**

આ માનવ-શરીરથી નરક, સ્વર્ગ, મોક્ષ પણ પ્રાપ્ત કરી શકાય છે. આ જ પ્રકારે શ્રીમંતાઈનો, નિર્ધનતાનો, રોગનો, નીરોગતાનો,

માનનો, અપમાનનો, નિન્દા-સ્તુતિનો, સંપત્તિ-વિપત્તિનો, શાન્તિ-કલહનો, પ્રતિકૂળતા-અનુકૂળતાનો સર્વનો સદુપયોગ અને દુરુપયોગ કરી શકાય છે. સદુપયોગથી કલ્યાણ થાય, દુરુપયોગથી થાય છે પતન. તેથી જે સમય, સમજ, સામગ્રી, સામર્થ્ય, શક્તિ તમારી પાસે છે તેનો સદુપયોગ કરો. એનાથી વધારેની જરૂર નથી. જે આપણા પાસે છે જ નહીં, એની ભગવાન આપણા પાસે કેવી રીતે આશા રાખશે ? એક નાનું સરખું બાળક છે તેની પાસે તમે અઢી મણની ગુણ ઊંચકાવની આશા કરો છો કે ? જો તમે પોતે આટલા ઈમાનદાર છો કે બાળકથી એટલી જ અપેક્ષા રખાય, જેટલું એ કરી શકે, તો પછી શું ભગવાન આપણી પાસેથી એવી આશા રાખશે જે આપણે કરી શકતા નથી ? શું ભગવાન તમારા જેટલો પણ દયાળુ નથી કે પછી તમારા જેટલો પણ જાણકાર નથી ?

આમાં એક બાબત વિશેષ ધ્યાન દેવા જેવી છે, અને તે એ છે કે તમે અનુકૂળ પરિસ્થિતિ તો ચાહો છો અને પ્રતિકૂળ પરિસ્થિતિ નથી ચાહતા. પરંતુ જો વિચાર કરશો તો જણાશે કે પ્રતિકૂળ પરિસ્થિતિ જેટલી લાભદાયક છે, એટલી અનુકૂળ પરિસ્થિતિ લાભદાયી નથી થઈ શકતી. અનુકૂળ પરિસ્થિતિમાં માણસ ફસાઈ જાય છે. પ્રતિકૂળ પરિસ્થિતિમાં ઊંચો ઊઠે છે. તેને વૈરાગ થાય છે. ત્યાગ કરવાની પણ મનમાં વૃત્તિ થાય છે. તેથી પ્રતિકૂળ પરિસ્થિતિ આવી જાય તો આપણે ખુશ થઈ જવું જોઈએ. ભાગવતમાં શ્લોક આવ્યો છે કે જેના પર હું કૃપા કરું છું **'હરિષ્યે તદ્ ધનમ્'** એનું ધન હરી લઉં છું, **'કરોમિ બન્ધુવિચ્છેદમ્'** અને કુટુંબ સાથે સંબંધ-વિચ્છેદ કરી દઉં છું **'સ દુઃખેન જીવતિ'** તે દુખપૂર્વક જીવે છે તો એને સંસારથી વૈરાગ થઈ જાય છે અને પ્રભુના શરણમાં જતો રહે છે. બીજી વાત એ પણ છે કે અનુકૂળ પરિસ્થિતિઓમાં પુણ્ય નષ્ટ થાય છે. અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં પાપ નાશ પામે છે, તેથી પ્રતિકૂળ

પરિસ્થિતિમાં આનંદ મનાવવો જોઈએ કે બહુ ભારે કૃપા થઈ ગઈ. આ વાત બિલકુલ સાચી અને સિદ્ધાન્તની છે. તમે સ્વયં વિચાર કરો. કોઈ પણ વ્યક્તિ અને કોઈ પણ પરિસ્થિતિ તમને બાધક નહીં થઈ શકે. તમે સ્વયં જ તમારા બન્ધુ અને સ્વયં જ સ્વયંના શત્રુ છો.

**'આત્મૈવ હ્યાત્મનો બન્ધુરાત્મૈવ રિપુરાત્મનઃ ।।'**

(ગીતા ૬ । ૫)

મનુષ્ય પોતે જ પોતાનો મિત્ર અને પોતે જ પોતાનો શત્રુ છે. બીજા કોઈ ન તો શત્રુ છે, ન મિત્ર છે. પરિસ્થિતિનો જો સદુપયોગ કરો તો તે જ પરિસ્થિતિ ઉદ્ધાર કરનારી બની રહે. ઉદાહરણ માટે ધ્રુવજીનું દૃષ્ટાંત છે. ધ્રુવજી સાથે દ્રોહ કરનારી મા સુરુચિ છે, પ્યાર કરનારી મા સુનીતિ છે અને ઉદાસીન બાબા નારદજી છે. ત્રણે એમના કલ્યાણમાં સહાયક બન્યાં. તેથી જે પરિસ્થિતિ પ્રાપ્ત હોય એનો જ પૂર્ણ સદુપયોગ કરો. એવું ન વિચારો કે અનુકૂળ પરિસ્થિતિ આવશે ત્યારે ભજન કરીશું, થોડા પૈસા થઈ જવા દો, પછી ભજન કરીશું, છોકરાઓ કામ સંભાળી લે પછી ભજન કરીશું. પછી કશું જ નહીં થાય. કોઈનું જ થયું નથી.

એક કથા આવે છે કે જ્યારે રાવણ મરી રહ્યો હતો, ત્યારે ભગવાન શ્રીરામે લક્ષ્મણને કહ્યું, 'આજે એક મોટો વિદ્વાન, એક મોટો નીતિજ્ઞ, જેણે વેદો પર ભાષ્યો લખ્યાં છે તે જઈ રહ્યો છે. તેથી તેમની પાસેથી લાભ લેવો હોય તો લઈ લે.' લક્ષ્મણજી રાવણના માથા તરફ ઊભા થઈ ગયા અને પૂછ્યું, કે 'તમારા જીવનનો સાર શો છે ? એ જણાવો.' લક્ષ્મણજી માથા તરફ ઊભા હતા તેથી રાવણ બોલ્યો નહીં. પછી ભગવાન શ્રીરામના કહેવાથી લક્ષ્મણજી રાવણના પગ તરફ જઈને ઊભા રહી ગયા. ત્યારે રાવણ બોલ્યો, 'તપસ્વી, એક વાત છે કે જે કામ કરવું હોય એને શીઘ્ર જ કરી લેવું જોઈએ. મારો વિચાર હતો કે ચંદ્રમાને નિષ્કલંક કરી દઉં અને પછી જ ચંદ્રમા

રોજ પૃથ્વી પર ઉદય પામે. અમૃત લાવીને સમુદ્રના જળને મધુર કરી દઉં, સ્વર્ગ સુધી નીસરણી લગાવી દઉં, જેથી ત્યાં ગમે ત્યારે આવી-જઈ શકાય. અગ્નિનો ધુમાડો મીટાવી દઉં એવો વિચાર હતો પરંતુ કરી શક્યો નહીં. તેથી જે કામ કરવું હોય, તે તરત જ કરી લેવું જોઈએ.'

આથી પ્રત્યેક અનુકૂળ યા પ્રતિકૂળ પરિસ્થિતિ, જે કાંઈ તમને પ્રાપ્ત થયું છે એનો સદુપયોગ કરો તો તે જરૂર તમારા કલ્યાણમાં સહાયક થઈ જશે.

**રામ રામ રામ રામ રામ**



# શ્રીમદ્ભગવદ્ગીતાનો મહિમા

ઉન્નતિ શું છે ? ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના બાવીસમા શ્લોકમાં આવ્યું છે :

**યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ ।**
**યસ્મિન્ સ્થિતો ન દુઃખેન ગુરુણાપિ વિચાલ્યતે ॥**

જે પરમાત્માના પ્રાપ્તિરૂપ લાભને પ્રાપ્ત કરીને એનાથી અધિક બીજા કોઈ પણ લાભ નથી માનતો અને જે પરમાત્માની પ્રાપ્તિરૂપ અવસ્થામાં સ્થિત થઈને બહુ મોટા ભારે દુઃખથી પણ વિચલિત થતો નથી. આ શ્લોક મનુષ્યની ઉન્નતિની ઓળખનું થરમૉમિટર છે. એનો અર્થ એ થયો કે હવે મને કાંઈક મળી જાય, એવી મનુષ્યને ઈચ્છા થતી નથી અને બીજી વાત એ છે કે દુઃખ એને સ્પર્શી પણ શકતું નથી. એનું તાત્પર્ય એ થયું કે મરણનો ભય, જીવવાની ઈચ્છા અને કશુંક મેળવવાની લાલસા બધું સમાપ્ત થઈ જાય છે. અને કરવાનું કોઈ કામ બાકી રહેતું નથી ત્યારે સમજવું જોઈએ કે મનુષ્યએ જીવનમાં આવીને ઉન્નતિ કરી છે અને જીવન સફળ થઈ ગયું છે. પરંતુ જ્યાં મરણનો ભય રહે છે ત્યાં સુધી સમજવું જોઈએ કે જે કરવું જોઈતું હતું તે કર્યું નથી. જાણવાલાયક છે તેને જાણ્યું નથી. મેળવવાલાયક છે તેને મેળવી શક્યા નથી અને આપણું જીવન સફળ થયું નથી.

નિશાળમાં ભણતી વખતે અનુભવ કર્યો જ હશે કે જો પાઠ યાદ હોય તો નિરીક્ષણને માટે અથવા પરીક્ષા માટે કોઈ આવે છે અને તમને પૂછે છે તો એમાં તમને આનંદ આવે છે. પણ જો કોઈ છોકરાને

પાઠ યાદ નથી હોતો, ત્યારે એ છોકરો પાછળ સંતાઈ જાય છે; એટલા માટે કે કયાંક મને કોઈ પૂછી ન બેસે એવો એને ભય લાગે છે. ભય કેમ લાગે છે ? ભય એટલા માટે લાગે છે કે જે ભણવાનું હતું તે બરાબર ભણ્યો ન હતો. એવી જ રીતે માનવ-શરીર બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરવા મળ્યું છે. જો મનુષ્યને મરવાનો ભય, જીવવાની ઈચ્છા થતી હોય તો એનો અર્થ એ છે કે એણે સારી રીતે બ્રહ્મવિદ્યાનું પૂરું અધ્યયન કર્યું નથી, જ્યારે એ અધ્યયન પૂરું થઈ જશે તો મરણનો ભય અને જીવવાની ઈચ્છા રહેશે નહીં . પછી તો જીવતા રહીએ તોય આનંદ, મરી જઈએ તો ય આનંદ, કોઈ ચિંતા નહીં, કોઈ ઈચ્છા નહીં, કોઈ ભય નહીં. પછી નથી કંઈ જાણવાનું બાકી રહેતું, નથી પ્રાપ્ત કરવાનું બાકી રહેતું અને નથી કશું કરવાનું બાકી રહેતું. આ વસ્તુઓનું તો ખાતું જ બંધ થઈ જાય છે. આ વાત હું આપને સાચી કહું છું. આ મારી વ્યક્તિગત વાત નથી, મારા ઘરની વાત નથી, પણ આ સંતોની, શાસ્ત્રોની અને ભગવદ્ગીતાની કહેલી વાત છે.

મનુષ્યમાં એક કરવાની, એક જાણવાની અને એક પામવાની ત્રણ શક્તિઓ સ્વાભાવિકપણે હોય છે. મનુષ્ય જ્યાં સુધી પોતાને માટે કરે છે, ત્યાં સુધી એ કૃતકૃત્ય નથી થતો. પણ જ્યારે કરવાલાયક કામ કરે છે ત્યારે મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે, અર્થાત્ એને કશું જ કરવાનું બાકી રહેતું નથી. આવી જ રીતે મનુષ્યને કેટલીક ભાષાઓની જાણકારી થઈ જાય, તે ગમે તેટલો વિદ્વાન થઈ જાય પણ જ્યાં સુધી તે પોતે પોતાને નહિ જાણે, ત્યાં સુધી જાણવાનું બાકી રહેશે. પરંતુ જ્યારે પોતે પોતાને સારી રીતે જાણી લેશે પછી જાણવાનું બાકી રહેશે નહીં. આ જ રીતે પ્રાપ્ત કરવાનું કયાં સુધી બાકી રહે છે ? જ્યાં સુધી પ્રભુ-દર્શન, પ્રભુ-પ્રેમની પ્રાપ્તિ ન થઈ જાય. જે વખતે સર્વોપરી પરમાત્મા મળી જાય, તેમનાં દર્શન થઈ જાય, તેમનો પ્રેમ પ્રાપ્ત થઈ જાય, તત્ત્વનો બોધ થઈ જાય તો ત્યાર પછી કશું જ પ્રાપ્ત કરવાનું રહેતું નથી. અને

આ ત્રણે વાતો મનુષ્ય-જન્મમાં જ થઈ શકે છે. ભગવદ્‌ગીતાથી, સંતોની વાણીથી અને સત્સંગથી મને આ વાત જાણવા મળી છે. અને તે એ કે મનુષ્યમાત્ર અધિકારી છે. પછી ભલેને એ હિન્દુ, મુસલમાન, બૌદ્ધ, પારસી કે ખ્રિસ્તી ગમે તે હોય, ગમે તે સંપ્રદાયનો હોય; વૈષ્ણવ, શૈવ, શાક્ત, જૈન, શીખ ગમે તે કેમ ન હોય. મારા સત્સંગમાં મુસલમાન પણ આવે છે, આર્યસમાજીઓ પણ આવે છે, આર્યસમાજીઓએ તો મને બોલાવ્યો છે અને હું ગયો પણ છું. ઘણા બધા સંપ્રદાયોમાં મારે જવાનું થાય છે અને કામ પડે છે. મારી કોઈ વાત સંપ્રદાય કે ધર્મ વિરુદ્ધ હોતી જ નથી. જેમ મા બાળકને પ્રેમથી પંપાળે છે, ઉછેરે છે અને ઉદારતાથી દૂધ પાય છે એવી જ રીતે આપણે સૌ પરમાત્માનાં બાળક છીએ. તેથી એ પરમાત્મારૂપી માનું દૂધ મસ્તીથી, આનંદથી પીઓ. **'દુગ્ધં ગીતામૃતં મહત્'** આ બહુ વિલક્ષણ દૂધ છે જેટલું પીતા જશો તેટલી જ પુષ્ટિ થતી જશે. જ્યારે ગીતારૂપી દૂધ પીવામાં રસ આવવા માંડશે ત્યારે ન્યાલ થઈ જશો.

ગીતા એક વિલક્ષણ ગ્રંથ છે. એમાં કેવળ સાતસો શ્લોક છે. પરંતુ એમાં અલૌકિક તત્ત્વ ભર્યું છે. એનું સંસ્કૃત સરળ છે. આપણે એને વાંચી શકીએ અને યાદ પણ કરી લઈએ છીએ. અને તેને કામમાં લાવી શકીએ છીએ. એમાં નવી નવી વાતો મળે છે. પહેલાં ભલે એવું સમજી લો કે મેં આખી ગીતા પૂરેપૂરી વાંચી લીધી છે અને હું જાણકાર થઈ ગયો છું. પરંતુ જેમ જેમ એમાં ઊંડા ઊતરતા જશો તેમ તેમ ખબર પડશે કે અરે ! હું તો બહુ જ થોડું જાણું છું. એમાં નિત્ય નવા નવા ભાવો મળે છે. મને તો પાઠ કરતાં કરતાં આખી ગીતા મોઢે થઈ ગઈ. મેં સીધો પાઠ કર્યો, પછી અવળો પાઠ કર્યો જેમ કે **'યત્ર યોગેશ્વરઃ કૃષ્ણોતત્ર પાર્થો ધનુર્ધરઃ' થી 'ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે ........'** સુધી ગીતાજીના પુસ્તકમાં જોયા વગર એકાન્તમાં બેસીને પાઠ કર્યો છે. બહુ વિલક્ષણ આનંદ આવ્યો, કેવળ પાઠ કરવા માત્રથી

જ, તમે કરી જુઓ. અવળો પાઠ કરવાથી શ્લોકો પર વિશેષ ધ્યાન જાય છે અને શ્લોકોના અર્થનું વિશેષ જ્ઞાન થાય છે. બહુ જ શાન્તિ મળે છે. ધન, વિદ્યા, પરિવાર, માન, આદર વગેરે પ્રાપ્ત કરીને ભલેને તમે પોતાને મોટા માની લો, પરંતુ મોટા થવાતું નથી. તમે સ્વયં અવિનાશી, આ વિનાશી ચીજોથી કેવી રીતે મોટા બની જશો ? પરંતુ ગીતાનું અધ્યયન કરીને તમે સર્વોપરી થઈ જશો. તમને પરમ શાન્તિ મળશે, એમાં સંદેહ નથી.

એક વૈશ્ય ભાઈએ મને જણાવ્યું કે અમે તો માનતા હતા કે ગીતા સારી છે, પણ મુખપાઠ કરવાથી જણાયું કે એ તો ખૂબ વિલક્ષણ છે. તમે સ્વયં અધ્યયન કરીને, એની અંદર પ્રવેશ કરીને જોશો તો આ નાનકડા ગ્રંથમાં કેટલાય વિચિત્ર અને વિલક્ષણ ભાવ છે. એની અંદર પ્રવેશ કરીને તમે અવિનાશી પરમાત્મતત્ત્વને પ્રાપ્ત કરી લેશો.

**'યં લબ્ધ્વા ચાપરં લાભં મન્યતે નાધિકં તતઃ'**

પછી એ લાભને પ્રાપ્ત કરીને ન કશું કરવાનું બાકી રહેશે, ન કશું જાણવાનું બાકી રહેશે. આવું થયા પછી જીવવાની અને કશું કરવાની ઇચ્છા નથી રહેતી અને મરવાનો ભય નથી રહેતો. મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે, પ્રાપ્ત-પ્રાપ્તવ્ય થઈ જાય છે. જ્ઞાત-જ્ઞાતવ્ય થઈ જાય છે. પૂર્ણતા થઈ જાય છે. અને મનુષ્યજન્મ સફળ થઈ જાય છે.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**

સંત-મહાપુરુષોના ઉપદેશ અનુસાર પોતાનું
જીવન બનાવવું એ જ તેમની સાચી સેવા છે!



# વાસ્તવિક સંબંધ પ્રભુ સાથે

ભગવદ્ગીતાના પંદરમા અધ્યાયના સાતમા શ્લોકમાં આવ્યું છે :

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।**
**મનઃષષ્ઠાનીન્દ્રિયાણી પ્રકૃતિસ્થાનિ કર્ષતિ ॥**

આ શ્લોક વિશેષ રીતે આપણા કામનો છે. ભગવાન કહે છે **'મમ એવ અંશઃ'** – આ જીવાત્મા મારો જ અંશ છે. અને **'મનઃ ષષ્ઠાનીન્દ્રિયાણી પ્રકૃતિસ્થાનિ'** મનસહિત ઇન્દ્રિયો પ્રકૃતિમાં સ્થિત છે. આ બે વાતોમાંથી એ અર્થ સ્પષ્ટ થયો કે મારો અંશ જીવાત્મા મારામાં સ્થિત છે અને પ્રકૃતિનો અંશ **'મનઃ ષષ્ઠાનીન્દ્રિયાણી'** શરીર પ્રકૃતિમાં સ્થિત છે. પરંતુ પરમાત્માનો અંશ હોવા છતાં પણ **જીવાત્મા પરમાત્માને પ્રાપ્ત કેમ નથી કરતો ?** એનો ઉત્તર એ છે કે **આ છે તો પરમાત્માનો અંશ,** પણ એણે પકડી છે વિજાતીય પ્રકૃતિની વસ્તુઓને, આ જ બંધન છે. જો આ વિજાતીય વસ્તુઓને છોડી દે તો આજે જ મુક્ત છે. પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યો આપણી વસ્તુ નથી. એમને આપણે આપણાં માની લીધાં છે. તેથી જ આપણે બંધાયેલા છીએ. જો આજે જ એમને પોતાનાં ન માનીએ, તો મુક્ત થઈ ગયા. મુક્ત તેનાથી થઈ શકીએ છીએ કે જે ચીજો આપણી નથી. સૂર્ય પ્રકાશ અને ઉષ્ણતાથી કેવી રીતે મુકત થઈ શકે ? એ તો એનું સ્વરૂપ છે. એવી જ રીતે, આપણે સ્વસ્વરૂપથી કેવી રીતે મુક્ત થઈ શકીએ ? આપણે, પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્ય જે આપણાં નથી, પરંતુ જેમને આપણે આપણાં માન્યાં છે, તેમનાથી મુક્ત થવાનું છે. અને પ્રભુ જે

આપણા જ છે, તેમના તો ભક્ત થવાનું છે. જે આપણી ચીજ છે નહીં, એને છોડવામાં શું બાધા ! સંસારથી વિમુખ થઈ ગયા તો થઈ ગયા મુક્ત. અને ભગવાનની સન્મુખ થઈ જઈએ અર્થાત્ ભગવાન આપણા છે અને આપણે ભગવાનના છીએ – આટલું માની લીધું તો થઈ ગયા ભક્ત. જ્યાં સુધી સંસારને પકડી રાખશો ત્યાં સુધી પ્રભુને નહીં પકડી શકાય.

આમાં એક વાત સમજવાની છે કે ચાહે તમે સંસારને કેટલોય પકડો, તમે સંસારની સાથે એક નહીં થઈ શકો. **એનું કારણ એ છે કે સંસાર અર્થાત્ પ્રકૃતિ અને પ્રકૃતિનું કાર્ય જડ** છે અને તમે પરમાત્માના ચેતન અંશ છો. એટલે તમે(ચેતન) તમારી એકતા જડ સંસાર સાથે નહીં થઈને ચેતન પરમાત્મા સાથે જ થશે. આ વાતને તમે હૃદયથી સ્વીકારી લો. એક બીજી વધારાની વાત સમજી લેવાની છે કે જડની સાથે સંબંધ વિચ્છેદ થવો સુગમ છે; કેમ કે, જડ સાથે સંબંધ-વિચ્છેદ પ્રતિક્ષણ થઈ રહ્યો છે. શરીર, ધન, કુટુંબ બધું જ વિનાશની તરફ જ તો ગતિ કરી રહ્યું છે. પહેલાં તમે સ્વયંને બાળક સમજતા હતા, હવે નથી સમજતા, એ સમયે જે પરિસ્થિતિ-વિચાર હતા, ઘટનાઓ હતી, બધું બદલાઈ ગયું અને પ્રતિક્ષણ બદલાતું જાય છે. તેથી સંસારના સંબંધનો ત્યાગ કરી દો. ત્યાગ કરવો એટલે કે એમને પોતાના ન માનો. પરંતુ પરમાત્માને પોતાના જાણો કેમ કે આપણે ચેતન છીએ અને ચેતન પરમાત્માના અંશ છીએ. પરમાત્માને આપણે છોડી નહીં શકીએ અને પરમાત્મા આપણને છોડી નહીં શકે. તેમની વિસ્મૃતિ થઈ શકે છે. તેમનાથી વિમુખતા થઈ શકે છે. તેથી માની લો કે **'મેરે તો ગિરધર ગોપાલ દૂસરો ન કોઈ'** આમાં કઠણાઈ ક્યાં છે ? બસ માની લો. આજે જ અને અત્યારે માની લો કે ભગવાન મારા છે અને હું ભગવાનનો છું. સંસાર મારો નથી અને હું સંસારનો

નથી. પરંતુ જે સામગ્રી, શક્તિ, સામર્થ્ય આપણને સંસાર પાસેથી મળેલાં છે તેને સંસારની સેવામાં લગાડી દો. પ્રહલાદજીનું દૃષ્ટાંત આપણી સામે જ છે. એમનું શરીર પિતાના અંશથી ઉત્પન્ન થયું હતું . તેથી તેમણે શરીર પિતાજીને દઈ દીધું. એ શરીરને કષ્ટ આપે, ઝેર પીવડાવે, સાપ કરડાવે, પર્વત પરથી ગબડાવી દે, સમુદ્રમાં ડૂબાડી દે. ગમે તે કરે તો પણ પ્રહલાદે ચૂં કે ચાં ન કર્યું. શરીર મરી જાય તો પણ શું ? કેમ કે એ તો માતા-પિતા અને સંસારનું હતું. સ્વયં તો પરમાત્માના અંશ છે. તેથી પોતે પોતાની મેળે પોતાની જાતને પરમાત્માને દઈ દઈએ.

હું આપને એક બીજી વિશેષ વાત બતાવું છું. એ શાસ્ત્રોમાં છે જ પણ છુપાયેલી પડી છે. એ મને સંત-મહાત્માઓની કૃપાથી મળી છે. એ વિચિત્ર વાત છે કે ઘણું કરીને સત્સંગીઓ અને સાધકોની એ માન્યતા રહી છે, અને મારી પણ પહેલાં આ જ ટેવ હતી કે સાધારણ સંસારની વસ્તુઓ પણ બહુ પરિશ્રમથી, પ્રયાસથી મળે છે. તો પછી ભગવાનની પ્રાપ્તિ કેવી રીતે સુગમતાપૂર્વક થઈ શકવાની છે, ભગવાનની પ્રાપ્તિ માટે બહુ મોટો ત્યાગ, ભારે તપસ્યા અને ખૂબ સંયમ કરવો પડશે. મોટા મોટા યોગીઓને જન્મ-જન્મ સુધી પ્રયત્ન કરવાં છતાં પણ પ્રાપ્તિ નથી થતી, તો પછી આપણને કેવી રીતે થશે ? કલિયુગ છે, એમાં પ્રભુ-પ્રાપ્તિ કેવી રીતે થાય ? આ પ્રકારની માન્યતાઓથી આપણે પોતે પ્રભુપ્રાપ્તિમાં વિઘ્ન, બાધા, અડચણ પેદા કરી લઈએ છીએ. આ માન્યતાઓ બિલકુલ ખોટી છે. આપણે પરમાત્માના છીએ અને પરમાત્મા આપણા છે. સંસાર આપણો નથી અને સંસારના આપણે નથી. આ વાતને હૃદયથી માની લો કે પરમાત્મા સાથે આપણો સંબંધ અખંડ છે, અતૂટ છે, નિત્ય છે, નિર્વિકાર છે. તમને પ્રભુની પ્રાપ્તિ થઈ જશે, કેમ કે પ્રાપ્તિ તો છે જ પરંતુ વિસ્મૃતિ થઈ છે.

ભગવાન સ્વયં કહે છે–

**ન વેદયજ્ઞાધ્યયનૈર્ન દાનૈર્ન ચ ક્રિયાભિર્ન તપોભિરુગ્રૈઃ ।**

(ગીતા ૧૧ । ૪૮)

**નાહં વેદૈર્ન તપસા ન દાનેન ન ચેજ્યયા ।**

(ગીતા ૧૧ । ૫૩)

હું વેદ, યજ્ઞ, દાન, તપ આદિ સાધનોથી પ્રાપ્ત નથી થઈ શકતો. જડ શરીરરૂપી સાધન દ્વારા ચેતનની પ્રપ્તિ કેવી રીતે થશે ? પરંતુ, સાધારણ રીતે વ્યાખ્યાનોમાં, ઉપદેશોમાં આ જ સાંભળવા મળે છે કે પ્રભુ-પ્રાપ્તિ અતિ કઠણ છે. તેથી એનાથી વિપરીત સાંભળવા આપણે ચાહતા નથી. અમે તીર્થયાત્રામાં નાથદ્વારા ગયા, ત્યાં મેં વ્યાખ્યાન આપ્યું. એમાં એ કહી દીધું કે ભગવાનને શરણે થવું એ છે કે ભગવાનને શરણે થવાનું જ નથી. કેમકે ભગવાનને શરણે તો આપણે સદા છીએ જ; માત્ર આ વાતની ખબર ન હતી. ભગવાને તો શરણમાં લઈ રાખ્યા છે જ. આવું કહ્યું ત્યારે ત્યાનાં લોકો સમજ્યા કે હું શરણાગતિનો વિરોધ કરી રહ્યો છું. મારી એવી ભાવના હતી જ નહીં. જ્યારે આપણે મંત્ર લઈએ છીએ તો ગુરુજી આપણને એ જણાવી દે છે કે આપણો ભગવાનની સાથે સંબંધ છે. વાસ્તવમાં તો ભગવાનની સાથે આપણો સંબંધ નિત્ય છે, અતૂટ છે અને સંસાર તથા શરીર સાથે આપણો સંબંધ છે જ નહીં, કેવળ આપણે માની લીધેલો છે. ભગવાનથી આપણે વિમુખ થયા છીએ અને સંસારની સન્મુખ થયા છીએ. ભગવાન આપણા છે અને આપણે ભગવાનના છીએ આ વાતની વિસ્મૃતિ થઈ ગઈ છે. પરંતુ સંસાર અને શરીરનો સહારો લીધો છે; એમને શરણે ગયા છીએ. આ સહારો ટકી શકે તેમ નથી. શરીર અને સંસારના સહારાને ક્યાં સુધી પકડી રાખશો? પકડી રાખી શકશો ખરા ? એ તો છૂટવાના જ, તમે પકડવાની લાખ કોશિશ કરો તોય પકડી રાખી શકો નહીં. પરમાત્માને તમે છોડી શકો નહીં, તમે પરમાત્માની સાથે હરદમ છો

અને પરમાત્મા તમારી પાસે હરદમ છે. કેવળ વિસ્મૃતિ થયેલી છે, ભૂલ થયેલી છે. ગીતાજીનો ઉપદેશ સંભળાવ્યા પછી ભગવાને અર્જુનને પૂછ્યું કે શું આ ગીતાશાસ્ત્રને તેં એકાગ્રચિત્તથી સાંભળ્યું છે અને શું તારો અજ્ઞાનજનિત મોહ નષ્ટ થઈ ગયો ? તો અર્જુન બોલ્યા :

**'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'**– મોહ નષ્ટ થઈ ગયો છે અને સ્મૃતિ થઈ ગઈ છે. યાદ આવી ગયું છે કે હું ભગવાનનો છું અને ભગવાન મારા છે. એમાં કોઈ નવું જ્ઞાન નથી થયું, આપણે ભગવાનના છીએ, સંસારના નથી. આપણું કહી શકાય એવું આપણી પાસે જે કાંઈ છે; શરીર, ધન, બળ, બુદ્ધિ, યોગ્યતા વગેરે એ સર્વ કાંઈ સંસાર પાસેથી લીધું છે, એને સંસારની સેવામાં લગાવી દો. એમાંથી મારાપણું ઉઠાવી લો અને એમનાથી આશા ન રાખો, તો જરૂર તમે મુક્ત જ થઈ ગયા. ભગવાન આપણા છે, અને આપણે ભગવાનના છીએ તો ભક્તિ થઈ ગઈ. એમાં વિલંબનું કામ નથી. બસ સરળ વાત છે.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**



# અધિકાર સંસાર પર નહીં, પરમાત્મા પર

આપણા સૌનો પરમાત્મતત્ત્વની પ્રાપ્તિમાં અધિકાર છે. સંસારની વસ્તુઓ પર આપણો અધિકાર નથી. પરિવાર, કુટુંબ, જમીન, જાગીર, શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રાણ આ સૌ પર આપણો અધિકાર નથી.

ગીતાજીમાં ભગવાન કહે છે કે :

**મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ।**

(ગીતા-૧૫ । ૭)

અને ગોસ્વામીજી મહારાજની વાણીમાં પણ આવે છે કે :

**ઈસ્વર અંશ જીવ અબિનાશી ।**
**ચેતન અમલ સહજ સુખરાસી ॥**

આ રીતે ભગવાન અને ભક્ત બન્ને જીવને ઈશ્વરનો અંશ માને છે. વાસ્તવમાં જો જોવા જઈએ તો આ બે જ એટલે કે, ભગવાન અને એમના ભક્તો જ વગર સ્વાર્થે પ્રીતિ કરવાવાળા છે. અન્ય સૌ તો સ્વાર્થવશ પ્રીતિ કરે છે.

**હેતુ રહિત જગ જુગ ઉપકારી ।**
**તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**
**સ્વારથ મીત સકલ જગ માહીં ।**
**સપનેહુઁ પ્રભુ પરમારથ નાહીં ॥**
**સુર નર મુનિ સબ કૈ યહ રીતી ।**
**સ્વારથ લાગિ કરૈં સબ પ્રીતી ॥**

જીવાત્મા ભગવાનનો અંશ હોવાને કારણે આપણો અધિકાર ભગવાન ઉપર ચાલી શકે છે. પરંતુ પ્રકૃતિ અને પ્રકૃતિના પદાર્થો પર અધિકાર નહીં ચાલી શકે. એમને પ્રાપ્ત કરવા માટે યોગ્યતા, સમય, પરિશ્રમ, બળ, બુદ્ધિ, વિદ્યા વગેરે વગેરે જોઈએ. પરંતુ ભગવાનની પ્રાપ્તિ માટે કોઈ પણ પ્રકારની યોગ્યતા, બળ, વિદ્યા વગેરેની આવશ્યકતા નથી. બાળક બીજી કોઈ વસ્તુ પર અધિકાર જમાવી લે એ તેના અધિકારની વાત નથી. પરંતુ તે પોતાની મા ઉપર તો અધિકાર જમાવી જ શકે. બાળક સ્વાભાવિક રીતે જ માના ખોળામાં ચઢી જતો હોય છે અને એ બાળકના મોટા ભાઈનો હાથ પણ જો માના ખોળામાં પડી જાય તો એના હાથને બાળક હટાવી દે છે, એવું માનીને કે આ તો મારી મા છે, તું મારા હુકમ વિના હાથ કેવી રીતે મૂકી શકે. એવી જ રીતે ભક્ત કહે છે, **'ના મૈ દેખૂઁ ઔર કો, ના તોય દેખન દેઉં'** – ભગવાન, હું બીજા કોઈની તરફ જોઈશ નહીં અને આપને પણ બીજા કોઈની તરફ જોવા નહીં દઈશ.

**યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।**

(ગીતા ૪ । ૧૧)

ભગવાન કહે છે કે જે મને જેવી રીતે ભજે છે, હું એવી જ રીતે એને પણ ભજું છું. તેથી ભગવાન આપણા છે અને આપણે ભગવાનના છીએ. આપણે ક્યારેય ભગવાનથી વિમુક્ત થઈ શકીએ નહીં, પરંતુ સંસાર આપણાથી પ્રતિક્ષણ વિમુક્ત થઈ રહ્યો છે. જો સંસાર, શરીર, ઇંદ્રિયો, મન, ધન-સંપત્તિ વગેરે આપણાં હોત તો આપણે શરીર, ઇન્દ્રિયોને દુર્બળ ન થવા દેત, ભોગોમાં ફસાઈ જવા ન દેત. મનને અહીં-તહીં ભટકવા ન જવા દેત, કરોડપતિ અને અબજોપતિ બની જાઓ. તો એવું કહી શકાય કે આ બધી આપણા હાથની વાત નથી.

ભગવાન આપણા છે અને આપણે ભગવાનના છીએ. ભલે આપણે

કુપુત્ર હોઈએ, અથવા સુપુત્ર હોઈએ. કુપુત્રપણું શું છે ? સંસારને આપણો માનવો એ જ કુપુત્રપણું છે. સુપુત્રપણું શું છે ? ભગવાનને પોતાના માનવા અને સંસારને પોતાનો ન માનવો એ સુપુત્રપણું છે. એટલા માટે ભગવાને અવ્યભિચારી ભક્તિયોગ દ્વારા ભજન કરવાની વાત કહી છે :

**'માં ચ યોડવ્યભિચારેણ ભક્તિયોગેન સેવતે ।'**

(ગીતા ૧૪ । ૨૬)

અવ્યભિચારિણી ભક્તિ શું ? સંસાર મારો નથી, હું સંસાર સાથે નથી. સંસારને પોતાનો માનવો એ જ વ્યભિચાર છે. આપણો સંસાર નહીં, આપણો તો ભગવાન છે. ભગવાનની પ્રાપ્તિને અસંભવ અથવા કઠિન માનવી તે ભૂલ છે. ધન અને પદાર્થોના સંગ્રહ તથા સુખભોગની ઈચ્છા એ એક બાધા છેઆ માયા છે. આ જ માયામાં જીવ પોપટ અને વાંદરાની જેમ બંધાયો છે

**સો માયા બસ ભયઉ ગોસાઈં ।**
**બઁધ્યો કીર મરકટ કી નાઈં ॥**

એક પોપટ પકડનારે જંગલમાં પોપટ પકડ્યો હતો. તેણે પાણીની એક ઊંડી કુંડી બનાવી હતી. એના ઉપર આડી લાકડી રાખેલી હતી. તેના ઉપર જેવો પોપટ બેસે કે ઊંધો લટકી જાય. હવે નીચે જુએ તો ચારે બાજુ પાણી જ પાણી અને ચારે બાજુ દીવાલ. એને લાગે કે હવે હું ફસાઈ ગયો છું. હવે પોપટથી પેલી લાકડી છૂટતી નથી. એટલામાં જ પોપટ પકડનાર આવી પહોંચે છે અને પોપટને પકડી લે છે. આવું દશ્ય જોઈને એક સંતને દયા આવી. તેમણે એક પોપટને લીધો અને જણાવ્યું - 'જો પોપટ, જ્યાં પાણીની આવી કુંડી હોય ત્યાં જવું નહીં, વચમાં દંડો છે તેના પર બેસવું નહીં.' પોપટે બધું ગોખી લીધું. પછી સંતે કહ્યું, 'જો બેસી જ જવાય તો ઊડી જજે.' પોપટે પણ એવું જ કહ્યું. 'લટકી જવાય તો પણ ઊડી જઈશ તો

બંધન નહીં થાય.' પોપટે પણ આવું જ કહી બતાવ્યું. સંતે પોપટને આવું જણાવીને છોડી મૂક્યો. પેલા પોપટે બીજા પોપટને પણ આ જણાવી દીધું. પણ પછી ફરી એક દિવસ પોપટ પકડનારે કુંડી બનાવી, પાણી ભર્યું, અને આડી લાકડી મૂકી દીધી તો પોપટ દંડા ઉપર બેસી જ ગયો અને બોલ્યો, 'જળની કુંડી પર બેસવું નહીં' એટલામાં જ શિકારી તેને પકડી જાય છે.

આ જ રીતે આપણે પણ સંતની ભણાવેલી વાત સાંભળીને મુખથી બોલ બોલ કરીએ છીએ, પરંતુ તે અનુસાર આચરણ કરતા નથી.

એવી જ રીતે વાંદરાંને પકડનારા સાંકડા મોંવાળા ઘડામાં ચણા ભરી દે છે. વાંદરો આવીને બન્ને હાથ ઘડામાં નાખી દે છે, મૂઠી ભરે છે તેથી ઘડામાંથી હાથ બહાર નીકળતા નથી. ચણા છોડતો પણ નથી. આ જ રીતે પોપટ અને વાંદરાં બન્ને ખાવા-પીવામાં જ બંધાઈ જાય છે. બરાબર આવી જ દશા આપણી ભણેલાગણેલા લોકોની છે. આપણે પણ એમ જ બોલતા રહીએ છીએ કે :

**ઈસ્વર અંસ જીવ અબિનાસી ।**
**ચેતન અમલ સહજ સુખરાસી ॥**
**સો માયા બસ ભયઉ ગોસાઈં ।**
**બઁધ્યો કીર મરકટ કી નાઈં ॥**

વાતો કર્યા કરીશું. વાતો કહેતાં શીખી લઈશું. પરંતુ સ્વયં તેનું આચરણ કરતા નથી.

**પરોપદેશબેલાયાં સર્વે શિષ્ટા ભવન્તિ હિ ।**

બીજાઓને ઉપદેશ આપવાનો થાય છે ત્યારે બધા જ વિદ્વાન બની જાય છે.

**વિસ્મરન્તિ તત્સર્વં સ્વકાર્યે સમુપસ્થિતે ॥**

પોતાનું કામ સામે આવે ત્યારે જ યાદ નથી આવતું, ભૂલી જઈએ છીએ.

જ્યારે કોઈનું મરણ થાય છે ત્યારે આશ્વાસનના બોલ બોલીએ છીએ કે સંસાર તો અનિત્ય છે. અહીં તો બધું જ નાશવન્ત છે. ભગવાનની એવી જ મરજી હશે. માટે રડો નહીં વગેરે વગેરે. પરંતુ આપણું પોતાનું કોઈ મરણ પામે ત્યારે પોક મૂકીને રડીએ છીએ.

**પર ઉપદેસ કુસલ બહુતેરે ।**
**જે આચરહિં તે નર ન ઘનેરે ॥**

તેથી ભગવાન આપણા છે અને આપણે ભગવાનના છીએ, એવો આપણે ઉપદેશ આપવાનો નથી. પરંતુ ઉપદેશ લેવાનો છે. ભગવાનની બાબતમાં કે તે આપણા છે એમાં હતાશ થવાની લેશમાત્ર, કોઈ ઠેકાણે ય આવશ્યકતા નથી. સાંસારિક આશાઓ તો કોઈનીય આજ દિન સુધી પૂરી થઈ જ નથી અને પરમાત્માની પ્રાપ્તિની આશા આજ દિન સુધી કોઈની બાકી રહી નથી. પણ જો સંસારથી આશા રાખી અને ભગવાનથી નિરાશા રાખીએ તો મોટી ભૂલ જ ગણાશે. તેથી આજથી જ અને અત્યારથી જ સ્વીકાર કરી લો કે ભગવાન આપણા છે. એમના પર આપણો પૂરો અધિકાર છે. અને સંસાર આપણો નથી. સંસાર ઉપર આપણો અધિકાર નથી. આ અત્યંત ઉત્તમ સારપૂર્ણ વાત છે.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**



# અચિન્ત્યનું ધ્યાન

**તં વિદ્યાદ્ દુઃખસંયોગવિયોગં યોગસંજ્ઞિતમ્ ।**
**સ નિશ્ચયેન યોક્તવ્યો યોગોઽનિર્વિણ્ણચેતસા ॥**

(ગીતા ૬ । ૨૩)

દુખરૂપ સંસારના સંયોગથી રહિત જે યોગ છે એને જાણવો જોઈએ અને કંટાળ્યા વગર પૂર્ણ ચિત્તથી નિશ્ચયપૂર્વક એને કરવો જોઈએ. પછી પ્રશ્ન એ ઊઠે છે કે એ યોગનું અનુષ્ઠાન કેવી રીતે કરવું ? તો એને માટે ઉપાય બતાવ્યો છે :

**સંકલ્પપ્રભવાન્ કામાંસ્ત્યક્ત્વા સર્વાનશેષતઃ ॥**

(ગીતા ૬ । ૨૪)

સંકલ્પથી ઉત્પન્ન થનારી સઘળી કામનાઓને અશેષતઃ પૂર્ણતયા છોડી દો અને;

**મનસૈવેન્દ્રિયગ્રામં વિનિયમ્ય સમન્તતઃ ॥**

(ગીતા ૬ । ૨૪)

ઇન્દ્રિય-સમુદાયને મનથી સંયમિત કરવો જોઈએ. એટલે કે કેવળ બહારથી જ ઇન્દ્રિયોનો સંયમ ન હોય, પરંતુ મનથી પણ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વગેરે વિષયોનું ચિંતન ન થાય. એવી રીતે એકાન્તમાં બેસીને;

**'શનૈઃ શનૈરુપરમેદ્બુદ્ધ્યા ધૃતિગૃહીતયા ।'**

(ગીતા ૬ । ૨૫)

ધૈર્યપૂર્વક બુદ્ધિ દ્વારા ધીરે ધીરે સંસારથી ઉપરામ થઈ જવું. ધીરે

ધીરેનો અર્થ છે કે ઉતાવળ ન કરો. ઉપરતિ ન થાય તો અકળાઈ ન જશો. ધીરજ રાખશો અને બુદ્ધિનું એક જ ધ્યેય હોવું જોઈએ કે આપણે તો પરમાત્મપ્રાપ્તિ કરવી છે, અને બીજું કશું જોઈતું નથી. આવી મનોવૃત્તિ રાખીને જ :

**આત્મસંસ્થં મનઃ કૃત્વા ન કિઞ્ચિદપિ ચિન્તયેત્ ॥**

(ગીતા ૬ । ૨૫)

મનને પરમાત્મામાં સ્થિત કરીને પરમાત્મા સિવાય અન્ય સર્વેનું ચિન્તન છોડો.

એ પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ છે, એવા તો પરિપૂર્ણ છે કે :

**જાસુ સત્યતા તે જડ માયા ।**
**ભાસ સત્ય ઈવ મોહ સહાયા ॥**

આ પરમાત્મા સત્સ્વરૂપની વ્યાપકતા હોવાને કારણે આ અસત્ જડ સંસાર સાચો દેખાયા કરે છે, જેવી રીતે સ્ફટિક પથ્થરને લાલ રંગનાં કપડાં પર રાખવાથી લાલ અને કાળા રંગનાં કપડાં પર રાખવાથી કાળો દેખાશે. જો કે સ્ફટિકમાં સ્વયંમાં એ રંગ હોતો જ નથી, એવી જ રીતે આ અનિત્ય, ક્ષણભંગુર સંસાર સત્ય(પરમાત્મા)ની સત્યતાથી જ દેખાય છે. સંસાર વાસ્તવમાં છે નહીં. પ્રતિક્ષણ સરી રહ્યો છે, બદલાઈ રહ્યો છે, નષ્ટ થઈ રહ્યો છે. પરંતુ પરમાત્મતત્ત્વ સર્વ સમયમાં, સર્વ સ્થળે પરિપૂર્ણ છે. અને આ પરમાત્મતત્ત્વમાં એટલી તાકાત છે કે આ 'નથી' ને પણ 'છે' કરીને દેખાડે છે. ઉદાહરણ માટે, બૂંદીના લાડુને આપણે ગળ્યા કહીએ છીએ પરંતુ બૂંદી ખુદ ગળી નથી. બૂંદી તો ચણાના લોટની અને બિલકુલ ફિક્કી હોય છે. પરંતુ ખાંડની ચાસણીને કારણે મીઠી લાગે છે. તો એમાં ગળપણ ચણાના લોટનું નથી, ખાંડનું છે. પરમાત્મા બહાર, અંદર, ઉપર, નીચે દશે દિશાઓમાં પરિપૂર્ણ છે, જેમ કે સમુદ્રની અંદર ડૂબકી મારનારને ડૂબકી લગાવતી વખતે ઉપર નીચે બધી બાજુએ પાણી જ પાણી પરિપૂર્ણ રહે છે. એવી જ

રીતે આપણી સર્વે બાજુએ દશે દિશામાં પરમાત્મા પરિપૂર્ણ છે. તેથી મનને પરમાત્મામાં સ્થિર કરીને પરમાત્મા સિવાય કોઈનું પણ ચિંતન ન કરો. હવે પ્રશ્ન એ છે કે ચિંતન કરીએ તો નહીં, પણ જો ચિંતન થઈ જાય તો શું કરવું ? તો એનો ઉત્તર એ છે કે જેવી રીતે સમુદ્રમાં લહેરો ઊઠે છે અને સ્વયં જ લીન થઈ જાય છે, એવી જ રીતે ચિંતન અથવા સંકલ્પ ઊઠીને સ્વયં લીન થઈ જશે. એની સાથે તાદાત્મ્ય ન સાધો. એનું ન તો અનુમોદન કરો, ન તો વિરોધ કરો. **'ન કિંચિદપિ ચિન્તયેત્'** કિંચિત્‌માત્ર પણ ચિંતન ન કરો. સંસારની કોઈ વાત યાદ આવી ગઈ હોય તો એને ન તો સારી માનો, ન તો ખરાબ માનો અને એવું પણ ન માનો કે મારામાં સંકલ્પ આવી ગયો છે. સંકલ્પનું અનુમોદન કરી દેશો તો પણ સંબંધ જોડાઈ જશે અને એની સાથે દ્વેષ કરશો કે મારામાં સંકલ્પ આવી ગયો તો પણ સંબંધ બંધાઈ જશે. તેથી રાગ-દ્વેષને લઈને સંબંધ ન જોડશો. એકદમ તટસ્થ રહો અને ઉદાસીન રહો અને જે પરમાત્મા સર્વત્ર, પરિપૂર્ણ છે, કેવળ તેને જ જુઓ, એનું જ ચિંતન કરો. આ છે અચિંત્યનું ધ્યાન.

**રામ રામ રામ રામ રામ**

**સુખ 'લેવા'થી અન્તઃકરણ અશુદ્ધ થાય છે અને**
**સુખ 'આપવા'થી અન્તઃકરણ શુદ્ધ થાય છે.**
**સંગ્રહ કરતાં ત્યાગનું મૂલ્ય વધારે છે.**



# કરવામાં સાવધાની, થવામાં પ્રસન્નતા

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**
**ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા ॥**

(ગીતા ૧૮ । ૬૧)

આનો અર્થ એ થયો કે ઈશ્વર સઘળા પ્રાણીઓને પોતાની માયાથી ભ્રમણ કરાવતાં સર્વ પ્રાણીઓના હૃદયમાં સ્થિત છે. તો પ્રશ્ન એ થાય છે કે બધું જ શું ઈશ્વર જ કરાવે છે કે શું ?

તો હવે એનો ઉત્તર સાંભળો, એક હોય છે 'કરવું' અને એક હોય છે 'હોવું-થવું', તો 'કરવા'માં તો આપણા સૌનો અધિકાર છે; પરંતુ કહેવામાં-'થવામાં' અધિકાર નથી. ભગવાન કહે છે–

**કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન ।**
**મા કર્મફલહેતુર્ભૂર્મા તે સઙ્ગોઽસ્ત્વકર્મણિ ॥**

(ગીતા ૨ । ૪૭)

તારો કર્મ કરવામાં અધિકાર છે, ફળમાં ક્યારેય નહીં. એટલે તું કર્મફળનો હેતુ ન બન અને તારી અકર્મણ્યતામાં પણ આસક્તિ ન થાવ.

એક તો આપણે કરીએ છીએ અને એક થાય છે. તો કર્મ આપણે કરીએ છીએ અને ફળ હોય છે. કરવામાં કર્તૃત્વનું અભિમાન રહે છે, એ જ આગળ જતાં ફળભોગમાં પરિવર્તન પામે છે. પરંતુ કર્તૃત્વરહિત જે ક્રિયા થાય છે તે કર્મ નથી બનતી અને તેનું ફળ ભોગમાં પરિવર્તન પામતું નથી. આપણે તો કામ કરીએ છીએ તે કામના

તથા આસક્તિને લઈને કરીએ છીએ અને જે થાય છે તે ભગવાન દ્વારા બનાવેલા વિધાનથી થાય છે.

કરવામાં મનુષ્યએ સાવધાન રહેવું જોઈએ અને થાય(બને) તેમાં અને 'થવા-હોવા'માં પ્રસન્ન રહેવું જોઈએ, કરવામાં સાવધાનીનું તાત્પર્ય એ છે કે કર્તૃત્વ-અભિમાન તથા ફળની ઈચ્છાનો ત્યાગ કરીને પોતાની પૂરી શક્તિ અને સામર્થ્યથી કાર્ય કરીએ, કેમ કે કર્તૃત્વ-અભિમાન અને ફલેચ્છા રાખીને જે કર્મ કરવામાં આવે છે તે બંધન કરનારું હોય છે. પરંતુ :

**યસ્ય નાહઙ્કૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।**
**હત્વાપિ સ ઈમાઁલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે ॥**

(ગીતા ૧૮ । ૧૭)

જેને અહંકૃત ભાવ નથી અને બુદ્ધિમાં લેપન, આસક્તિ અને કામના વગેરે નથી એ સર્વ લોકોને મારી નાખે તો પણ તે નથી મારતો અને નથી બંધાતો, કેમ કે, એનામાં કર્તૃત્વ તથા ભોકતૃત્વ નથી તેથી કરવામાં સાવધાન રહેવાનો અર્થ એ થયો કે કર્તાપણાનાં અભિમાનને અને ભોગેચ્છા એમ બન્નેનો ત્યાગ કરવો. આ કર્તાપણું અને ભોક્તાપણું ભગવાનનું બનાવેલું નથી, એ તો જીવે સ્વયં બનાવ્યું છે–

**ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ ।**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥**

(ગીતા ૫ । ૧૪)

પરમાત્મા ન તો કર્તૃત્વને પેદા કરે છે, ન કર્મો કરાવે છે કે અમુક અમુક કામ તમે કરો અને ન તો કર્મના ફળ સાથે સંબંધ કરાવે છે કે આ કર્મ કરવાથી તમને આ ફળ મળશે. આ ભગવાને કરેલી રચના નથી. કર્તૃત્વ એણે સ્વયં બનાવ્યું છે, કર્મ એ સ્વયં પોતે કરે છે અને ફળનો ભાગી પણ સ્વયં જ બને છે. મનુષ્યનો અનાદિકાળથી જે સ્વભાવ બન્યો છે, તેને વશીભૂત થઈને કર્મ કરે છે, પરંતુ તે માની

લે છે કે પોતે જે કાંઈ કરે છે, પ્રભુ-પ્રેરણાથી કરે છે. વાસ્તવિકતા એ છે કે જ્યાં સુધી મનુષ્યમાં કર્તૃત્વ-અભિમાન છે, ફલેચ્છા છે, આસક્તિ છે, કામના છે ત્યાં સુધી તે પ્રભુ-પ્રેરણાથી કાર્ય નથી કરતો. તે તો કામનાની પ્રેરણાથી કાર્ય કરે છે અને એનું ફળ બંધન હોય છે. પરંતુ જ્યારે સ્વાર્થ, કામના, રાગ, વિષમતા વગેરે ન રહે અને અન્તઃકરણ નિર્મળ થઈ જાય છે; ત્યારે એ ક્રિયા ફળજનક નથી હોતી, બન્ધનકારક નથી હોતી.

**'કર્મણ્યકર્મ યઃ પશ્યેત્ ।'**

(ગીતા ૪।૧૮)

એટલે કે તે મનુષ્ય કર્મમાં અકર્મ જુએ છે અને

**યસ્ય સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ ।**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણં તમાહુઃ પણ્ડિતં બુધાઃ ॥**

(ગીતા ૪।૧૯)

'સમારમ્ભાઃ' એટલે સમ્યક્ આરંભ, આરંભમાં ઓછી નહીં, અર્થાત્ ક્રિયાઓમાં કિંચિતમાત્ર પણ ત્રુટિ નથી હોતી અને **'કામસંકલ્પવર્જિતાઃ'** એટલે કામનો સંકલ્પ જરા પણ નથી, એવા પુરુષ 'જ્ઞાનાગ્નિદગ્ધકર્મા' હોય છે અર્થાત્ બધાં જ કર્મ જ્ઞાનરૂપી અગ્નિમાં બળી જાય છે. જ્ઞાન શું છે ? જ્ઞાન એટલે પ્રકૃતિ અને પુરુષનો સંબંધ-વિચ્છેદ થઈ જવો તે જ્ઞાન. યોગ્ય જ્ઞાન ઉત્પન્ન થવાથી પ્રકૃતિ-પુરુષનો સંબંધ વિચ્છેદ થઈ જાય છે, જે સમયે ક્રિયાઓ બધી પ્રકૃતિમાં રહે છે, આપણા સ્વયંમાં નથી રહેતી, ત્યારે કર્મ બનતું નથી. કર્મ જ્ઞાનરૂપી અગ્નિથી બળી જાય છે. અને જ્ઞાન ક્યારે થાય છે ? તો જ્યારે **'સર્વે સમારમ્ભાઃ કામસંકલ્પવર્જિતાઃ'** સઘળાં કર્મ કામના વિના, સંકલ્પ વિના થાય છે. જ્યાં સુધી કામ અને સંકલ્પ રહે છે, ત્યાં સુધી ક્રિયાઓ મનુષ્યની સ્વયંની પોતાની હોય છે.

હવે વિચાર એ કરવાનો છે કે જ્યારે ક્રિયાઓ સ્વયંની હોય

છે તો આ ક્રિયાઓ કરવામાં આપણે સ્વતંત્ર છીએ કે પરતંત્ર ? તો એવું કહેવાયું છે કે કરવામાં એ સ્વતંત્ર છે, ફળ ભોગવવામાં પરતંત્ર છે. પરંતુ કરવામાં પણ અધિકાર અનુસાર સ્વતંત્ર છે, સર્વથા સ્વતંત્ર નથી. જેમ કે, આપણે આપણા દેશમાં રહેવા સ્વતંત્ર છીએ, પરંતુ બીજા દેશમાં જવા માટે ત્યાંથી આજ્ઞા લેવી પડે છે. આ જ રીતે, મનુષ્ય કરવામાં પોતપોતાના ક્ષેત્ર અને અધિકાર અનુસાર સ્વતંત્ર છે. આપણે મનુષ્ય લોકમાં કામ કરવામાં સ્વતંત્ર છીએ. પરંતુ લોકોત્તરમાં જવા સ્વતંત્ર નથી.

બીજી વાત એ છે કે આપણે જે કાંઈ કર્મ કરીએ છીએ એમાં પાંચ હેતુ હોય છે :

**અધિષ્ઠાનં તથા કર્તા કરણં ચ પૃથગ્વિધમ્ ।**
**વિવિધાશ્ચ પૃથક્ચેષ્ટા દૈવં ચૈવાત્ર પઞ્ચમમ્ ॥**

(ગીતા ૧૮ । ૧૪)

**શરીરવાઙ્મનોભિર્યત્કર્મ પ્રારભતે નરઃ ।**
**ન્યાય્યં વા વિપરીતં વા પઞ્ચૈતે તસ્ય હેતવઃ ॥**

(ગીતા ૧૮ । ૧૫)

આ પાંચ હેતુ હોય છે. એમાં વિહિત કર્મના જે સંસ્કાર છે તેઓ પણ હેતુ છે અને જે ચેતન સત્તા છે, તે પણ હેતુ છે.

તો આપનો પ્રશ્ન હતો :

**ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ ।**
**ભ્રામયન્સર્વભૂતાનિ યન્ત્રારૂઢાનિ માયયા ॥**

( ગીતા ૧૮ । ૬૧)

બધાના હૃદયમાં ઈશ્વર વિરાજમાન છે અને ગાડીના ડ્રાઈવરની જેમ સઘળા પ્રાણીઓને તે ફેરવી રહ્યો છે. એટલે કે, મનુષ્ય સ્વયં કશું નથી કરતો, સઘળા પ્રાણીઓ દ્વારા ક્રિયા કરાવવામાં ભગવાનનો હાથ છે.

તો ભગવાનનો હાથ કેટલો છે ? તો કહે છે **'યન્ત્રારૂઢાનિ માયયા'** અર્થાત્ ભગવાન એમની માયાથી મનુષ્યોનાં કર્મો અનુસાર એમના યંત્રને પ્રેરિત કરે છે. સ્ફુરણા આપે છે. ભગવાન મનુષ્યનાં સંચિત અને પ્રારબ્ધ કર્મો અનુસાર ક્રિયા કરવામાં પ્રેરણા આપે છે. ઈશ્વર કેવળ સ્ફુરણા આપે છે :

**ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુઃ ।**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥**

(ગીતા ૫ । ૧૪)

ભગવાન ''આ કામ તમે કરો,'' ''આ કામમાં લાગી જાઓ'' એવી પ્રેરણા આપતા નથી. અને આ ફળ તમારે ભોગવવું પડશે. એવી પણ પ્રેરણા નથી આપતા. અને તમે કર્તા બની જાઓ એ પ્રેરણા પણ ભગવાન આપતા નથી.

ભગવાન શું કરે છે ? ભગવાન કેવળ સ્ફુરણા કરે છે. જેનાથી સર્વ ક્રિયાઓ થાય છે. જેવી રીતે વીજળીનું દૃષ્ટાંત લો. વીજળીનો સંબંધ માઈક સાથે કરી દીધો તો અવાજ ફેલાઈ જાય. હીટર સાથે સંબંધ જોડો તો ગરમી થઈ જાય. બરફના મશીન સાથે જોડો તો બરફ જામી જાય. વીજળી યંત્રોને પ્રેરણા આપે છે, પરંતુ અમુક યંત્રથી અમુક કામ કરાવી લઉં એવો આગ્રહ વીજળીનો હોતો નથી. વીજળી નિરપેક્ષ રહે છે, તેની સત્તા-સ્ફુરણાથી બધી ક્રિયાઓ થયા કરે છે.

એવી જ રીતે, ભગવાનની સત્તા-સ્ફૂર્તિથી મનુષ્યની પોતાના અંતઃકરણના સંસ્કારો અનુસાર, સ્વભાવને અનુસાર ક્રિયાઓ થાય છે. એના સ્વભાવમાં કર્તૃત્વ-અભિમાન તથા ફલાસક્તિ મુખ્ય છે. આ કર્તૃત્વ-અભિમાન અને ફલાસક્તિ મનુષ્ય રાખે, ન રાખે એમાં તે સ્વતંત્ર છે. કામના રાખવામાં, ન રાખવામાં, રાગ-દ્વેષ રાખવામાં, ન રાખવામાં (એટલે મટાડી દેવામાં) મનુષ્ય સ્વતંત્ર છે. પરંતુ જ્યારે આ કર્તૃત્વ-અભિમાન, ફલાસક્તિ, કામના, રાગ-દ્વેષ વગેરે રાખે છે તો આ યન્ત્રારૂઢ

થઈ જાય છે અને ત્યારે 'કરવા'માં તે પરતન્ત્ર થઈ જાય છે.

એટલા માટે અર્જુને પૂછ્યું :

**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરિત પૂરુષઃ । 'અનિચ્છન્નપિ ..'** ન ચાહવા છતાં પુરુષ પાપનું આચરણ કેમ કરે છે ? તો ભગવાને ઉત્તર આપ્યો કે :

**'કામ એષઃ'** આ જે કામના છે કે આ મળવું જોઈએ, આ ન મળવું જોઈએ, આમ થવું જોઈએ, આમ ન થવું જોઈએ. આ જ સઘળાં પાપોનું અને અનર્થોનું મૂળ છે. એ પણ કામના છે કે કામિની, કાંચન અને કીર્તિ મળે. પરંતુ કામનાનું મૂળ છે કે મારા મનને અનુકૂળ વાત થઈ જાય અને મનને પ્રતિકૂળ ન થાય.

જ્યાં સુધી કામના રહેશે, ત્યાં સુધી મનુષ્ય પરતંત્ર રહેશે. અને આ કામનાને રાખવામાં અને કાઢવામાં આપણે બિલકુલ સ્વતંત્ર છીએ

**ઇન્દ્રિયસ્યેન્દ્રિયસ્યાર્થે રાગદ્વેષૌ વ્યવસ્થિતૌ ।**
**તયોર્ન વશમાગચ્છત્તૌ હ્યસ્ય પરિપન્થિનૌ ॥**

(ગીતા ૩ । ૩૪)

ઈન્દ્રિયોમાં રાગ-દ્વેષ છુપાયેલા છે, એ બન્નેના વશમાં ન આવશો. જો રાગ-દ્વેષના દોરાવ્યા ચાલશો તો રાગ-દ્વેષને પુષ્ટિ મળશે. પરંતુ રાગ-દ્વેષને વશીભૂત નહીં થાઓ તો રાગ-દ્વેષ મટી જશે. તેથી અહીંયાં રાગ-દ્વેષને વશ ન થવાની વાત જણાવી છે. તો રાગ-દ્વેષ મટાડીને યંત્રને શુદ્ધ કરી લો.

અને એક બીજો ઉપાય બતાવ્યો :

**'તમેવ શરણં ગચ્છ'** કે જે ઈશ્વર તમામ પ્રાણીઓને ફેરવે છે, એની શરણમાં જાઓ. શરણે જવાથી શું થશે ? ભગવાન કહે છે

**મન્મના ભવ મદ્‌ભક્તો મદ્યાજી માં નમસ્કુરુ ।**
**મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિ મે ॥**

(ગીતા ૧૮ । ૬૫)

આવા ભગવાનને શરણે જવાથી બધું જ ઠીક-ઠાક થઈ જશે અને ભગવાનને જ પ્રાપ્ત થઈ જશો. એટલે ઉપાય થયો કે ચાહો તો રાગ-દ્વેષ સમાપ્ત કરીને યંત્રને શુદ્ધ કરી લો, અથવા ભગવાનને શરણે થઈ જાઓ.

તેથી જીવ જ્યાં સુધી કર્તૃત્વ-અભિમાનપૂર્વક પોતાના મન અનુસાર કાર્ય કરશે તો એનું ફળ એણે ભોગવવું જ પડશે અને દુખ વેઠવું પડશે.

એટલા માટે એ વિચારવાનું છે કે આપણે જે કરીએ છીએ, ઈશ્વરની પ્રેરણાથી કરીએ છીએ, એ વાત ભૂલ ભરેલી, ખોટી છે. આપણે જેવું કર્મ કરીએ છીએ, તે અનુસાર ફળ ભોગવવું જ પડે છે. આ ભગવાનનું વિધાન છે, કે આમ કરશો તો આવું ફળ મળશે. તેથી 'કરવા'માં સદા સાવચેત રહો અને જે થાય છે એમાં પ્રસન્ન રહો કે બધું આપણા પ્રભુનાં વિધાન અનુસાર થાય છે.

**રામ રામ રામ રામ રામ**



# ગોરક્ષા-આપણું પરમ કર્તવ્ય

**[પરમ શ્રદ્ધેય સ્વામી શ્રીરામસુખદાસજી મહારાજના વિચાર]**

મનુષ્યને માટે ગાય સર્વ દૃષ્ટિએ પાળવા યોગ્ય છે. ગાયથી અર્થ, ધર્મ, કામ અને મોક્ષ એ ચારેય પુરુષાર્થની સિદ્ધિ થાય છે. આજના અર્થપ્રધાન યુગમાં તો ગાય અત્યંત ઉપયોગી છે જ. ગો-પાલનથી ગાયનું દૂધ, ઘી અને છાણ વગેરેથી ધનની વૃદ્ધિ થાય છે. આપણો દેશ કૃષિપ્રધાન છે. તેથી અહીં ખેતીમાં જેટલી પ્રધાનતા બળદની છે એટલી પ્રધાનતા અન્ય કોઈની નથી. પાડાઓ દ્વારા પણ ખેતી થાય છે, પણ ખેતીમાં જેટલું કામ બળદ કરી શકે છે, તેટલું પાડા નથી કરતા. પાડા બળવાન તો હોય છે પણ તે તાપ સહન કરી શકતા નથી. તાપમાં ચાલવાથી જીભ બહાર નીકળી જાય છે, જ્યારે બળદ તાપમાં પણ ચાલે છે. એનું કારણ એ છે કે પાડામાં સાત્ત્વિક બળ હોતું નથી, જ્યારે બળદમાં સાત્ત્વિક બળ હોય છે. બળદોના પ્રમાણમાં પાડાની સંખ્યા થોડી જ હોય છે. આમ તો ઊંટથી પણ ખેતી થાય છે, પણ ઊંટોની સંખ્યા તો પાડા કરતાં પણ ઓછી હોય છે. ઊંટ મોંઘાં પડે છે. ખેતી કરનાર દરેક માણસ ઊંટ નથી ખરીદી શકતો. આજકાલ તો સારા સારા જવાન બળદની કતલ થાય છે. મારી નંખાય છે, તે કારણે બળદ પણ મોંઘા થઈ ગયા છે. તો પણ ઊંટ જેટલાં મોંઘાં હોતા નથી. જો ઘરે ઘરે ગાયો રાખવામાં આવે તો બળદો ઘરમાં જ પેદા થઈ શકે. ખરીદવાની જરૂર નહીં પડે. પરદેશી ગાયોના જે બળદ હોય છે તે ખેતીમાં કામ નથી આવી શકતા, તેમને ખૂંધ ન હોવાથી

હળે જોડી શકાતા નથી.

ગાયો પવિત્ર હોય છે, એના શરીરને સ્પર્શ કરનારી હવા પણ પવિત્ર હોય છે. ગાયનાં છાણ-મૂતર પણ પવિત્ર હોય છે. છાણ દ્વારા લીપેલાં ઘરોમાં પ્લેગ, કૉલેરા વગેરે જેવા ભયંકર રોગો થતા નથી. યુદ્ધના સમયે ગાયના છાણથી લીપેલાં મકાનો પર બૉંબની પણ એટલી અસર થતી નથી જેટલી સિમેન્ટ વગેરેથી બનાવેલાં મકાનો પર થાય છે. ગાયના છાણમાં ઝેર ખેંચી લેવાની વિશેષ શક્તિ હોય છે. કાશીમાં એક માણસ સાપ કરડવાથી મરી ગયો. લોકો એને અગ્નિદાહ આપવા ગંગા કિનારે લઈ ગયા. ત્યાં એક સાધુ રહેતા હતા. એમણે પૂછ્યું કે આ વ્યક્તિને શું થયું ? લોકોએ કહ્યું, આ સાપ કરડવાથી મૃત્યુ પામ્યો છે. સાધુએ કહ્યું એ મર્યો નથી, તમે ગાયનું છાણ લઈ આવો. છાણ આવ્યું. સાધુએ એ વ્યક્તિનું માત્ર નાક રહેવા દઈને આખા શરીરે ઉપર નીચે ગાયના છાણનો લેપ કરી દીધો. અર્ધા કલાક બાદ ફરીથી લેપ કર્યો. એ વ્યક્તિનો શ્વાસ ચાલવા લાગ્યો અને એ જીવી ગયો. હૃદય-રોગમાં ગો-મૂત્ર ઘણું જ ઉપયોગી છે. નાની વાછરડીનું ગો-મૂત્ર રોજ તોલા બે તોલા પીવાથી પેટના રોગ દૂર થાય છે. એક સંતને દમની ફરિયાદ હતી, એમને ગો-મૂત્રથી ઘણો ફાયદો થયો. આજકાલ તો ગાયના છાણથી અને ગો-મૂત્રથી અનેક રોગોની દવાઓ બનાવવામાં આવે છે. હવે તો છાણથી ગૅસ(ગોબર-ગૅસ) બને છે. જે ગૅસ ચૂલા સળગાવવામાં કામ આવે છે.

ખેતરોમાં ગો-મૂત્ર અને છાણનું ખાતર આપવાથી જે અનાજ પેદા થાય છે તે પણ પવિત્ર હોય છે. ખેતરમાં ગો-મૂત્ર અને છાણથી જમીનની જેવી પુષ્ટિ થાય છે, એવી પુષ્ટિ વિદેશી રાસાયણિક ખાતરથી થતી નથી. જેમ કે, એક વાર દ્રાક્ષની ખેતી કરનારાઓએ પ્રયોગ કરીને બતાવ્યું કે છાણનું ખાતર આપવાથી દ્રાક્ષની લૂમો (ગુચ્છા) જેટલી મોટીમોટી થાય છે, એટલી વિદેશી ખાતર નાખવાથી થતી નથી. વિદેશી

ખાતર નાંખવાથી થોડાં જ વર્ષોમાં જમીન ખરાબ થઈ જાય છે એટલે કે એની ઉપજાઉ-પેદાશ શક્તિ નષ્ટ થઈ જાય છે. પરંતુ ગોબર-ગોમૂત્રથી જમીનની ઉપજાઉ શક્તિ જેવી ને તેવી જળવાઈ રહે છે. વિદેશોમાં રાસાયણિક ખાતરોથી ઘણાં બધાં ખેતરો ખરાબ થઈ ગયાં છે, જેમને ફરીથી ઉપજાઉ બનાવવા માટે લોકો ભારતમાંથી છાણ મંગાવે છે અને ભારતમાંથી છાણનાં જહાજો ભરાઈને વિદેશોમાં જઈ રહ્યાં છે.

આપણા દેશની ગાયો સૌમ્ય અને સાત્ત્વિક હોય છે. તેથી તેમનું દૂધ પણ સાત્ત્વિક હોય છે. એ દૂધ પીવાથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે. સ્વભાવ શાંત અને સૌમ્ય થાય છે. વિદેશી ગાયોનું દૂધ પ્રમાણમાં તો વધારે જ મળે છે, પણ એ ગાયોમાં ગુસ્સો બહુ હોય છે તેથી એ ગાયોનું દૂધ પીનારા મનુષ્યોનો સ્વભાવ પણ ક્રૂર હોય છે. આમ તો ભેંસોનું દૂધ પણ પ્રમાણમાં વધારે હોય છે, પણ તે દૂધ સાત્ત્વિક હોતું નથી. એનાથી સાત્ત્વિક બળ આવતું નથી. સૈનિકોના ઘોડાઓને ગાયનું દૂધ પાવામાં આવે છે તેથી આ ઘોડા ખૂબ જ તેજ દોડનારા બને છે. એક વાર સૈનિકોએ પરીક્ષા લેવા માટે જ કેટલાક ઘોડાઓને ભેંસનું દૂધ પીવડાવ્યું, તેનાથી ઘોડા જાડા તો થયા, પરંતુ જ્યારે નદી પાર કરવાની આવી ત્યારે એ ઘોડાઓ પાણીમાં બેસી ગયા, ભેંસો પાણીમાં જ બેસે છે ને ! તેથી એ જ સ્વભાવ ઘોડાઓમાં આવી ગયો. ઊંટડીનું દૂધ પણ કાઢવામાં આવે છે પણ એ દૂધનું દહીં-માખણ થતું નથી. એનું દૂધ તામસી હોવાને કારણે દુર્ગતિ આપનાર થાય છે. સ્મૃતિઓમાં ઊંટ, કૂતરાં, ગધેડાં વગેરેને અસ્પૃશ્ય ગણાવવામાં આવ્યાં છે.

સઘળાં ધાર્મિક કાર્યોમાં ગાયની મુખ્યતા છે. જાતકર્મ, ચૂડાકર્મ, ઉપનયન વગેરે સોળ સંસ્કારોમાં ગાયનો, એના દૂધનો, ઘીનો, ગોબરનો વગેરેનો વિશેષ સંબંધ રહે છે. ગાયના ઘીથી યજ્ઞ થાય છે. સ્થાન

શુદ્ધિ માટે ગાયના ગોબરનો લેપ કરવામાં આવે છે. શ્રાદ્ધકર્મમાં ગાયના દૂધની ખીર બનાવવામાં આવે છે. નરકથી બચવા માટે ગોદાન કરવામાં આવે છે. ધાર્મિક કાર્યોમાં 'પંચગવ્ય' ઉપયોગમાં લેવાય છે. પંચગવ્યમાં ગાયનું દૂધ, દહીં, ઘી, છાણ અને મૂત્ર એ પાંચનો સમાવેશ થાય છે.

કામનાપૂર્તિને માટે થનારા યજ્ઞોમાં ગાયનું ઘી કામમાં આવે છે. રઘુવંશની પ્રગતિમાં ગાયની જ પ્રધાનતા હતી. પૌષ્ટિક, વીર્યવર્ધક ચીજોમાં પણ ગાયનાં દૂધ અને ઘીનું મુખ્ય સ્થાન છે.

નિષ્કામભાવે ગાયની સેવા કરવાથી મુક્તિ મળે છે. ગાયની સેવા કરવાથી અંતઃકરણ નિર્મળ બને છે. ભગવાન શ્રીકૃષ્ણે પણ પગરખાં પહેર્યા વિના જ ગોચારણની લીલા કરી હતી, એથી જ તો એમનું નામ 'ગોપાલ' પડ્યું. પ્રાચીન કાળમાં ઋષિ લોકો વનમાં રહેતા હતા અને પોતાની પાસે ગાયો રાખતા હતા. ગાયના દૂધ-ઘીથી એમની બુદ્ધિ પ્રખર અને વિલક્ષણ થતી હતી. અને તે દ્વારા મોટાં મોટાં ગ્રંથોની રચના કરતા હતા. આજકાલ તો એ ગ્રંથોને ઠીક ઠીક રીતે સમજનારા પણ ઘણા ઓછા છે. ગાયનાં દૂધ-ઘીથી તે લોકો દીર્ઘાયુ થતા હતા. તેથી જ ગાયના ઘીનું એક નામ 'આયુ' પણ છે. મોટા મોટા રાજા લોકો પણ એ ઋષિઓ પાસે આવતા અને તેમની સલાહથી રાજ્ય ચલાવતા હતા.

ગો-રક્ષા માટે બલિદાન આપનારાઓની કથાઓથી ઈતિહાસ-પુરાણ ભરેલાં પડ્યાં છે. બહુ દુખની વાત છે કે આજે આપણા દેશમાં પૈસાના લોભે કરીને હજારોની સંખ્યામાં ગાયોની કતલ થઈ રહી છે ! જો આવી જ રીતે ગો-હત્યા ચાલુ રહી તો એક સમય એવો આવશે કે ગોવંશ જ સમાપ્ત થઈ જશે. જ્યારે ગાયો જ નહિ રહે, ત્યારે દશા શી થશે? કેટકેટલી આફતો આવશે- એનો અંદાજ પણ લગાવી શકાતો નથી. જ્યારે ગાયો સમાપ્ત થઈ જશે ત્યારે છાણિયું ખાતર પણ નહીં મળે અને જમીન પણ ફળદ્રુપ નહીં રહે. જો જમીન જ

ફળદ્રુપ નહીં હોય તો ખેતી કેવી રીતે થશે ? ખેતી નહીં હોય તો અન્ન તથા વસ્ત્ર (કપાસ) કેવી રીતે મળશે ? લોકોના શરીર-નિર્વાહ માટે અન્ન, જળ અને વસ્ત્ર પણ મળવાં મુશ્કેલ થઈ જશે. ગાય અને એનું દૂધ-ઘી-છાણ વગેરે નહીં રહે તો પ્રજા બહુ દુઃખી થઈ જશે. ગોધનના અભાવે દેશ પરાધીન અને દુર્બળ થઈ જશે. વર્તમાનમાં દુષ્કાળ, અનાવૃષ્ટિ, ધરતીકંપ અને આંતરિક કલહ વગેરે થવામાં ગો-હત્યા મુખ્ય કારણ છે. તેથી આપણે પૂરી શક્તિ લગાવીને દરેક પરિસ્થિતિમાં ગાયોની રક્ષા કરવી જોઈએ. તેમને કતલખાનામાં જતાં રોકવી એ આપણું પરમ કર્તવ્ય છે.

ગાયોની રક્ષાને બહાને ભાઈ-બહેનોએ ગાયોનું પાલન કરવું જોઈએ, એમને ઘેર રાખવી જોઈએ. ગાયનું જ દૂધ, ઘી ખાવું, ભેંસ વગેરેનું નહીં. ઘરોમાં ગોબરગૅસનો પ્રયોગ કરો. ગાયોના રક્ષણ માટે ગોશાળાઓ બનાવો, માત્ર દૂધ ઉત્પાદન માટે જ નહીં પણ ગાયોના રક્ષણ માટે ગોશાળા બનાવો. જેટલી ગોચર ભૂમિ છે એની રક્ષા કરો અને સરકાર પાસેથી ગોચર ભૂમિ છોડાવી લો. સરકારની ગોહત્યાનીતિનો વિરોધ કરો અને સરકારને અનુરોધ કરો કે દેશની રક્ષા માટે સમગ્ર દેશમાં તત્કાળ અસરથી પૂર્ણરૂપે ગો-હત્યા બંધ કરે.

**નારાયણ નારાયણ નારાયણ નારાયણ**



# મનની ખટપટ કેવી રીતે મટે ?

**પ્રશ્ન આવ્યો છે કે મનની ખટપટ (હલચલ, અશાન્તિ) કેવી રીતે મટે ?**

બહુ જ સીધી વાત છે કે મનમાં જે ખટપટ ચાલે છે તે આપણા જાણવામાં આવે છે. તો જે ચીજ જાણવામાં આવે, જોવામાં આવે તે આપણા સ્વરૂપમાં નથી હોતી. મને મકાન દેખાયું તો શું હું મકાન થઈ ગયો ? મને એક પથ્થર દેખાયો તો શું હું પથ્થર થઈ ગયો ? દેખાય છે તે ચીજ ભિન્ન-અલગ હોય છે અને તેને જોવાવાળો અલગ હોય છે. એમાં સંદેહ નથી. ખટપટ થાય છે એવું જેને જ્ઞાન થાય છે તે તમે જ છો. તમે ખટપટને જોનારા થયા. એમાં શંકા છે શું ? ખટપટને આપણે દેખીએ છીએ અને ખટપટ દેખાવાવાળી થઈ તો આપણને શું બાધા લાગી ? આપણે પથ્થર જોયો, પથ્થર ગરમ થઈ ગયો તો આપણે શું ? અને ઠંડો થઈ ગયો તો પણ શું ?

આ જે મનનો સંકલ્પ છે કે ખટપટ ન રહે એ જ ખટપટનું કારણ છે; કેમ કે, આ સંકલ્પથી જ ખટપટ સાથે આપણો સંબંધ બંધાઈ જાય છે. જો એવો સંકલ્પ કર્યો કે મારા મનમાં ખટપટ ન રહે તો બસ સમજી લો કે હવે ખટપટ થવા જ માંડશે. તેથી મન સાથેનો જ સંબંધ તોડી દો. વાસ્તવમાં તો મન સાથે સંબંધ જ નથી. આ તો કેવળ માની લીધેલો સંબંધ છે. મનને તમે તમારું માન્યું, એટલે ખટપટને તમે સ્વયંમાં માની લીધી. ખટપટ તો પેદા થાય છે અને મટી જાય છે, સંકલ્પ ઉત્પન્ન થાય છે અને મટી જાય છે, પરંતુ આપણે

તો એ-ના-એ જ રહીએ છીએ. આમાં કોઈ સંદેહ છે કે ? તો આ મટે કે ન મટે, એને તમે છોડી દો. તમે એની સાથે ભળી ન જાઓ. એનાથી રાજી-નારાજ ન જ થાઓ. ખટપટથી ખુશ થવું એ પણ એની સાથે ભળી જવા જેવું છે, અને નારાજ થવું એ પણ એની સાથે ભળવા જેવું છે. સાધકને માટે ઉત્તમ ચીજ એ છે કે તમે રાજી પણ ન થાઓ અને નારાજ પણ ન થાઓ. જેવી રીતે તડકો લાગવા માંડ્યો અને મન એમાં ન માન્યું તો છાયામાં જઈ બેસી જાઓ. પરંતુ તડકા સામે વિરોધ ન કરો અને છાયાની પ્રશંસા ન કરો. ન તો કોઈનો વિરોધ કરવાનો છે કે ન તો કોઈની પ્રશંસા કરવાની છે, આ જ સાધકનું ખાસ કામ છે.

જ્ઞાનયોગી, કર્મયોગી અને ભક્તિયોગી ગમે તે સાધનાનો યોગી હોય, જે પરિસ્થિતિ આવે તેમાં રાજી-નારાજ ન થવું એ બધાનું કામ છે, યોગીમાત્રનું કામ છે. જે પરમાત્માતત્ત્વની પ્રાપ્તિ કરવા ચાહે છે એને માટે આ બહુ આવશ્યક છે. ગમે તેવી સુંદર ચીજ મળે અથવા ગમે તેટલી અસુંદર ચીજ મળે, ગમે તેટલી અનુકૂળતા થાય કે ગમે તેટલી પ્રતિકૂળતા આવે એ બન્નેમાં જે સુખીદુખી નથી થતો તે પરમાત્માતત્ત્વને પ્રાપ્ત કરી શકે છે, અને જે સુખીદુખી થાય છે, એની સંસારમાં આવન-જાવન ચાલ્યા જ કરે છે, એટલે કે જન્મ્યા-મર્યા કરે છે.

અનુકૂળતા અને પ્રતિકૂળતા તો બધાયને આવશે. જેના ઘોડા હાંકે છે એવા અર્જુનને ભગવાન કહે છે ભાઈ, આ તો **'શીતોષ્ણસુખદુઃખદાઃ'** છે એને તું સહન કરી લે. **'તાંસ્તિતિક્ષસ્વ'** (ગીતા ૨ । ૧૪). આ સર્વ હું મટાડી દઈશ એવું ભગવાને નથી કહ્યું. ભગવાને તો સહન કરવાનું કહ્યું છે.

રાગ-દ્વેષને વશ ન થાઓ. યોગ્ય અને અયોગ્ય માનીને સુખી-દુખી ન થવું. એની ચિન્તા ન કરો. બધું જ યોગ્ય થઈ જશે. ગમે

તેટલી ખટપટ આવે, સુખી-દુખી ન થશો. આ બધું આવન-જાવન કરનાર છે.એનો મંત્ર છે **'આગમાપાયિનોઅનિત્યાઃ'** આવું મનમાં ને મનમાં જપો. એવા ભાવથી જપો કે આ બધું તો આવવા-જવાવાળું છે, અનિત્ય છે, સારી કે ખોટી ગમે તેવી કેમ ન હોય, ખટપટ આવે કે આ મંત્ર(સૂત્ર) લગાવી દો કે **'આગમાપાયિનોઅનિત્યાઃ'** આ આવવા-જવાવાળી છે અને અનિત્ય છે. અનુકૂળથી ય અનુકૂળ આવે તો પણ તે આવન-જાવન સ્વભાવવાળું જ છે. પ્રતિકૂળથી પ્રતિકૂળ આવે તો પણ તે આવન-જાવન સ્વભાવવાળું છે. બિલકુલ સાચી વાત છે. ન તો અનુકૂળતા સદૈવ ટકે છે, ન તો પ્રતિકૂળતા સદૈવ ટકે છે. બસ એને માટે એટલું જાણી લો કે આ કશું રહેવાનું નથી. આમાં કશું જ નવું કામ કરવાનું નથી. હવે એને લઈને શું રાજી કે નારાજ થવું ?

**ન પ્રહૃષ્યેત્પ્રિયં પ્રાપ્ય નોદ્વિજેત્પ્રાપ્ય ચાપ્રિયમ્ ।**

(ગીતા ૫ । ૨૦)

પ્રિય અને અપ્રિયની પ્રાપ્તિમાં સુખી અને દુખી શા માટે થવું ? ગમે તેવી ઉત્તમ પરિસ્થિતિ આવે, ટકવાની નથી, પણ તમે તો ટકેલા જ છો, રહેવાવાળા જ છો. કેમ કે, તમારી સામે અનુકૂળતા અને પ્રતિકૂળતા બન્ને આવે છે અને જાય છે છતાં તમે તો રહો જ છો. તમે તે જ છો, બસ સ્વયં પર દૃષ્ટિ કરો. આ જે આવન-જાવન કરવાવાળી ચીજો છે એમની સાથે તાદાત્મ્ય ન કેળવો, બસ આ જ તો મુક્તિ છે. એમની સાથે ભળી જવું એ જ તો બંધન છે. આવવા-જવાવાળી ખટપટની સાથે ભળી જવું એ જ તો બંધન છે. ન ભળવું એ જ મુક્તિ છે. કેટલી સરળ અને સીધીસાદી વાત છે.

તમે કહો છો કે ઈચ્છા ન હોવા છતાં આપણે જેમાં ભળી જઈએ છીએ, અનુકૂળતા-પ્રતિકૂળતા સાથે તાદાત્મ્ય એકદમ થઈ જાય છે, તો તેનો પણ ઉપાય છે. એમની સાથે ભળી જવા છતાં પણ એ જ્ઞાન

તો રહે છે કે આપણે આની સાથે ભળી ગયા છીએ, પણ આપણે અલગ તો છીએ જ અને આ ખટપટો પણ અલગ છે. આ વાત સાચી છે કે નહીં ? ખટપટ પેદા થાય છે અને મટી જાય છે, આવે છે અને જાય છે. છતાં, તમે તો સ્વરૂપમાં અડીખમ ઊભા છો. તો પછી તમે અને ખટપટ અલગ અલગ બે થયા કે એક જ ?

હવે કહે છે કે 'અમે અત્યારે જાણીએ છીએ, પણ જે વખતે અનુકૂળતા-પ્રતિકૂળતા આવે છે તે વખતે ખબર રહેતી નથી. અમે તો એમાં એકરસ થઈ જઈએ છીએ. ભળી ગયા પછી ખબર પડે છે. અરે ! આપણે તો ભળી ગયા.' તો પછી ખબર પડતાંની સાથે જ આ વિચાર કરો કે તે સમયે પણ આપણે ભળી ગયા ન હતા, ભળી ગયા છે એવું કેવળ માની લીધું હતું. તે અમારી સાથે નથી, આપણે એનાથી અલગ છીએ. ભિન્ન છીએ એવું વિચારીને ચૂપ થઈ જાઓ. બસ, બધી ખટપટ મટી જશે. ખટપટ સાથે ભળી જવાથી જે સુખદુખ છે, તેને તમે આદર આપો છો તેથી જ આપણી ખટપટ મટતી નથી. એનો આદર ન કરો, કહી દો અમે તો ભળ્યા જ નથી. પછી સ્વયં મટી જશે. જ્યારે પણ ખ્યાલ આવે ત્યારે પોતાની જાતને કહી દો કે ના, ના અમે મળ્યા-ભળ્યા જ નથી.

જ્યારે ખટપટ થાય છે, અનુકૂળતા-પ્રતિકૂળતા થાય છે ત્યારે તો તેમાં આપણે વહી જઈએ છીએ અને સુખીદુખી થઈ જઈએ છીએ. અને પછી જ્યારે ખબર પડે કે હું તો ખટપટમાં ભળી ગયો છું, ત્યારે ચિંતા કરો છો કે હું તો ખટપટમાં ભળી ગયો ! તો જે સમયે એને મળો છો તે સમયે પણ એને મળવાનું છોડતા નથી, અને જ્યારે મળતા નથી તે સમયે પણ એની જ ચિંતા કરો છો. આ જ તો બીમારી છે, બન્ને વખતે તમે જ એને પકડી લો છો. વાસ્તવમાં તો તમે મુકત તો સ્વયં જાતે જ થઈ જાઓ છો. પરિસ્થિતિ, પદાર્થ તો બિચારા તમને મુક્ત કરી જ રહ્યા છે, પણ તમે એને પકડી લો છો કે અમારે ઘણી

ખટપટ રહે છે, ખટપટ મટતી જ નથી. આ રીતે જ્યારે ખટપટ નથી હોતી, ત્યારે પણ તમે ખટપટ પકડી રાખો છો. હવે જ્યારે ખટપટ આવે છે ત્યારે રાગ-દ્વેષ કરીને ફસાઈ જાઓ છો અને જ્યારે ખટપટ નથી હોતી ત્યારે એની ચિંતા કરીને એમાં ફસાઈ જાઓ છો. આવું ન કરો. આવું કરીને શા માટે એમાં ફસાઓ છો ?

ભગવાન અર્જુનના રથને હાંકે છે, તેનો હુકમ માને છે, તોય ભગવાન અર્જુનને ફટકારે છે :

**ક્લૈબ્યં મા સ્મ ગમઃ પાર્થ નૈતત્ત્વય્યુપપદ્યતે ।**
**ક્ષુદ્રં હૃદયદૌર્બલ્યં ત્યક્ત્વોત્તિષ્ઠ પરન્તપ ॥**

(ગીતા ૨ । ૩)

'હે અર્જુન ! નપુંસકતાને પ્રાપ્ત ન થતો, તારામાં એ ઉચિત જણાતી નથી, હે પરંતપ ! હૃદયની તુચ્છ દુર્બળતાને છોડીને યુદ્ધને માટે તૈયાર થઈ જા.'

અર્જુન ચિંતા કરે છે કે આ બધા મરી જશે, તો કુળમાં પાપ ફેલાઈ જશે. પાપ ફેલાઈ જવાથી વર્ણસંકરતા પેદા થઈ જશે, પછી પિતૃઓને પિંડદાન નહીં મળે. આ બધાંને મારવાથી બહુ પાપ લાગશે. ભગવાન કહે છે કે પહેલાં જ ઊહાપોહ શા માટે કરે છે ? હજુ તો કશું થયું નથી, વગર ફોગટની ચિંતા કરે છે. જે થઈ ગયું તેની ચિંતા કરે છે અથવા જે નથી થયું તેની ચિંતા કરે છે. તું વગર કારણે ઊડતાં તીર પોતાના ઉપર લઈ લે છે. જે અત્યારે છે જ નહીં, એની આફત પહેલાં જ મફતમાં ઊભી કરે છે. ખટપટ આવી તો એમાં ફસાઈ ગયા, અને ચાલી ગઈ તો ય ફસાઈ ગયા. ખટપટનો અંત તો આવે જ છે, સદા ય રહેતી જ નથી, પણ આપણે એને જકડીને રહીએ છીએ. એને શું કામ પકડો છો ? એ જતી રહે તો મોજ કરો, આનંદ કરો કે મટી ગઈ, હવે તો ગઈ.

ખટપટમાં રહેવાની શક્તિ જ નથી. કોઈ જુવાન-જોધ, પરણેલો

દીકરો મરી જાય, તો મોહ-આસક્તિને કારણે હૃદયમાં એક આઘાત લાગે છે. પણ તે મરે છે, ત્યારે જેવો આઘાત લાગ્યો, એવો આઘાત બીજે-ત્રીજે દિવસે રહેતો નથી, પણ આપણે રડી-રડીને, યાદ કરીને એ આઘાતને તાજો રાખીએ છીએ, યાદ કરીએ છીએ અને ફરી રડીએ છીએ, એ રીતે એને પાળીએ છીએ. તેમ છતાં પણ એ હૃદયનો ઘા એક દિવસ તો જતો જ રહે છે, ચિંતા-શોક જતાં રહે છે. આપણે એને કયાં સુધી રાખી શકીએ. કોઈનામાં છે તાકાત કે એ ઘા હંમેશાં રાખી શકે ? અમુક વર્ષો પછી તો ચિંતા-શોક બિલકુલ જતાં રહે છે. તમે તો રાખવાની ખૂબ ચેષ્ટા કરી, બહુ રડ્યા, લોકોને બહુ બહુ સંભળાવ્યું કે આમ હતું, તેમ હતું અને બસ છોકરો ચાલ્યો ગયો. શોકનું આટલું જતન કર્યું તો ય તે જતો રહ્યો, મહેનત કરવા છતાં શોકને હંમેશાં રાખી શકાતો નથી. તેથી તેની ઉપેક્ષા કરો. મરી ગયો તો થઈ ગયું કામ પૂરું ! હવે શું કરવા ચિંતા કરવી અને રડવું ? જો આવું વિચારશો તો તત્કાળ એ જ સમયે શાન્તિ થઈ જશે. એને પકડી રાખશો તો પણ એ રહેશે નહીં. મારી વાત જૂઠી હોય તો બોલો. જે ખતમ થવાનું હતું તે ખતમ થઈ ગયું. કામ સમાપ્ત થઈ ગયું. જે નશ્વર છે તેની સાથે સંબંધ જોડો જ નહિ. કેટલી સીધી વાત છે. હું ધારું છું ત્યાં સુધી આપ જેટલા અહીં બેઠા છો તેમાં કોઈ નિર્બળ નથી, જે આ વાતને ન માની શકે. તમે સ્વયં તમારી જાતને નિર્બળ માની લો તો, હું શું કરું ? એટલું તો આપ જાણો છો કે હું તમને ધોખો-દગો દેતો નથી. તમારી સાથે વિશ્વાસઘાત કરતો નથી. તો પછી મારી વાત પર અવિશ્વાસ કેમ કરો છો ? કોઈ ધોખો થતો હોય તો બતાવી દો કે મારી વાત માનવાથી ધોખો થયો છે. કોઈ હાનિ થઈ હોય તો પણ બતાવી દો. પરંતુ માનવાથી લાભ થાય છે એવું તમે પણ માનો છો અને હું પણ માનું છું.

યા તો સ્વયં આને સમજવા માટે વિચાર કરી લો અથવા બીજાની

વાત માની લો– આમાંથી એક તો કરી લો. બુદ્ધિની તીક્ષ્ણતાની જરૂર નથી. તીક્ષ્ણતા સહાય કરે છે, પણ બુદ્ધિની શુદ્ધિ ( એક નિશ્ચય) જેટલી સહાયતા કરે છે એટલી તીક્ષ્ણતા સહાય નથી કરતી. બુદ્ધિમાં જડતા અથવા વિક્ષેપ હોય, એનાથી કોઈ ફરક પડતો નથી. પણ આ વિષયને હું સમજું એ તરફ જ લક્ષ્ય હોવું જોઈએ.

વાસ્તવમાં આપણામાં ખટપટ છે જ નહીં આ જ સાર વાત છે.

**રામ રામ રામ રામ રામ**



# સંસાર 'નથી' અને પરમાત્મા 'છે'

**[પરમ શ્રદ્ધેય સ્વામીજી શ્રીરામસુખદાસજી મહારાજનાં પ્રાતઃકાલીન પ્રવચન]**

સ્વયંનું કલ્યાણ ઇચ્છનારો સાધક જો માની લે કે 'પરમાત્મા છે' અને 'સંસાર નથી'. તો સંસારનું આકર્ષણ સમાપ્ત થઈ જશે અને પરમાત્મા તરફ પ્રેમ આપોઆપ થઈ જશે.

'સંસાર છે' એવું માનવાથી વિષય ભોગ ભોગવાય છે. સુખસામગ્રી માનીને સંઘરો કરે છે, એટલું જ નહીં, પરંતુ પોતે નિર્ણય લઈ લે છે કે :

**કામોપભોગપરમા એતાવદિતિ નિશ્ચિતા : ॥**

(ગીતા ૧૬ । ૧૧)

જે મનુષ્ય કામના અનુસાર ઉપભોગ પરાયણ છે તેમનો એ નિશ્ચય હોય છે કે સુખ ભોગવવું અને સંગ્રહ કરવો એના સિવાય બીજું કશું જ નથી.

શાસ્ત્ર, સત્સંગ આપણા પોતાના વિચાર અને અનુભવથી પ્રાયઃ આપણે સૌ જાણીએ છીએ કે સંસારનો કોઈ પણ પદાર્થ અથવા સુખ સદા રહેનાર નથી. આપણા પૂર્વજ (બાપ-દાદા વગેરે) પણ ન રહ્યા. કાળના ખપ્પરમાં સમાઈ ગયા, તો આપણાં શરીર (જે એક જ ધાતુ-પદાર્થથી બન્યાં છે) સદા કેવી રીતે રહેશે ? એ જ રીતે સુખ ટકશે અને સુખ મળશે એ કેવળ એક વહેમ છે. ભગવાન કહે છે;

**યે હિ સંસ્પર્શજા ભોગા દુઃખયોનય એવ તે ।**
**આદ્યન્તવન્તઃ કૌન્તેય ન તેષુ રમતે બુધઃ ॥**

(ગીતા ૫ । ૨૨)

'જે ઇન્દ્રિય અને વિષયોના સંયોગથી ઉત્પન્ન થવાવાળા સર્વ ભોગ છે, અને વિષયી પુરુષોને સુખરૂપ દેખાય છે, પણ છે દુઃખનાં કારણ અને આદિ-અન્તવાળાં અર્થાત્ અનિત્ય છે. એટલા માટે હે અર્જુન ! બુદ્ધિમાન વિવેકી પુરુષ એમાં રમ્યા કરતા નથી.'

જો સંસાર આપણો જ હોત તો આપણને યાદ રહેત, પરંતુ પાછલા જન્મનાં ધન, શરીર, કુટુમ્બ વગેરે કેટલાં હતાં, કોણ હતાં એ પણ તમને યાદ સુદ્ધાં નથી. જેવી દશા પાછલા જન્મની વ્યક્તિ, પદાર્થોના સંબંધમાં થઈ તે જ દશા વર્તમાનનાં ધન આદિની થશે. તેથી આ નાશવાન પદાર્થો વગેરે માટે સમજ, સમય અને સામર્થ્યને નષ્ટ ન કરવાં જોઈએ. આ ધન, શરીર વગેરે દ્વારા નિષ્કામભાવથી અર્થાત્ બદલામાં કશું મળે એવી ઇચ્છા રાખ્યા વગર સર્વની સેવા કરી દેવી જોઈએ. નિઃસ્વાર્થભાવે જેમની સેવા કરો છો, એમના જ પદાર્થ સમજીને સેવામાં લગાવી દો, તો તમને પ્રસન્નતા થશે અને તમે અસંગ બની જશો. સંસારમાં મારાપણાનો સંબંધ કેવળ બીજાઓની સેવા કરવા માટે છે. આવું કરવાથી તમને પરમાત્માની પ્રાપ્તિ થઈ જશે.

એ નિયમ છે કે આપણે જેને સર્વોપરી અને પોતાનાં માનીએ છીએ તે તરફ આપોઆપ આકર્ષણ થાય છે, એનું ભજન પણ આપોઆપ થવા લાગે છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે :

**યો મામેવમસમ્મૂઢો જાનાતિ પુરુષોત્તમમ્ ।**
**સ સર્વવિદ્ભજતિ માં સર્વભાવેન ભારત ॥**

(ગીતા ૧૫ । ૧૯)

'હે ભરતવંશોદ્ભવ અર્જુન ! જે જ્ઞાની પુરુષ મને આ રીતે તત્ત્વથી પુરુષોતમ જાણે છે, તે સર્વજ્ઞ પુરુષ સર્વ પ્રકારે નિરંતર મને વાસુદેવ

પરમેશ્વરને જ ભજે છે.' જે પુરુષ પરમાત્માને સર્વોત્તમ જાણી લે છે, એ જ સર્વજ્ઞ છે એટલે કે એની દૃષ્ટિમાં પરમાત્મા સિવાય કશું છે જ નહિ.

પ્રાયઃ લોકો 'પરમાત્મા છે' એવું માનતા હોવા છતાં પણ નથી માનતા, અર્થાત્ શાસ્ત્ર-વિરુદ્ધ, લોકમર્યાદા-વિરુદ્ધ આચરણ કરતાં ડરતા નથી. જે સર્વત્ર પરમાત્માની સત્તા માને છે, એનાથી દોષ-પાપ થઈ જ કેવી રીતે શકે ? અને પરમાત્માને પરમ સુહૃદ અને પરમ દયાળુ માની લીધા પછી ચિંતા, ભય, દીનતા વગેરે આવી જ ન શકે. કાકભુશુંડિજીને શ્રાપ મળ્યો તોય **'નહિં કછુ ભય ન દીનતા આઈ'.**

**ચિન્તા દીનદયાલ કો મો મન સદા આનંદ ।**
**જાયો સો પ્રતિપાલસી 'રામદાસ' ગોવિન્દ ॥**

આવા પ્રસંગ પર સાધકે સાવધાન રહેવું જોઈએ એટલે કે એવી વિપરીત ધારણા ક્યારે ય ન કરવી જોઈએ કે ભય, ચિંતા અને શોક આવી ગયા તો મેં પરમાત્માને માન્યા જ નથી પરંતુ એ કસોટી કરવી જોઈએ કે પરમાત્મા રહેવા છતાં ભય, ચિંતા, શોક મારામાં આવી જ કેવી રીતે શકે ?

પરમાત્મા છે – આ તત્ત્વનો બરાબર અનુભવ ન થવાથી તથા સંસાર છે એ માન્યતા ન મટવાથી એવી એક તીવ્ર વ્યાકુળતા થવી જોઈએ, જેથી પરમાત્મા અને સંસારનો તત્ત્વબોધ થઈ જાય. સંસાર દેખાય છે છતાં 'નથી' અને આપણો નથી. પરમાત્મા દેખાતા ન હોવા છતાં 'છે' અને 'આપણા છે'. મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરે સાંસારિક વસ્તુઓથી સંસાર દેખાય છે, કેમ કે, જે ધાતુનો સંસાર છે, એ જ ધાતુનાં મન, ઇન્દ્રિયો, બુદ્ધિ વગેરે છે. **'મનઃષષ્ઠાનીન્દ્રિયાણી પ્રકૃતિસ્થાનિ'** (ગીતા ૧૫ । ૭) મન સહિત પાંચે ઇન્દ્રિયો પ્રકૃતિ(સંસાર)માં સ્થિત છે. આપણું સ્વરૂપ(આત્મા) અને પરમાત્મા (છે) બન્ને એક જ તત્ત્વ છે–**'મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ**

**સનાતનઃ'.** (ગીતા ૧૫ । ૭) 'આ શરીરમાં આ સનાતન જીવાત્મા મારો જ અંશ છે.' તેથી જો આપણે આપણી સત્તા(સ્વરૂપ)માં સ્થિત થઈ જઈએ તો હમણાં જ પરમાત્મા દેખાવા માંડશે. સંસારના અંશથી સંસાર દેખાય છે અને પરમાત્માના અંશથી પરમાત્મા દેખાય છે. જ્યાં સુધી આપણી સ્થિતિ 'નથી' (સંસાર)માં રહેશે ત્યાં સુધી પરમાત્મા (સર્વત્ર હોવા છતાં) દેખાશે નહીં, પરંતુ સ્થિતિ જ્યારે 'છે' (પરમાત્મા)માં થઈ જશે, ત્યારે પરમાત્મા જ દેખાશે. તેથી આપણે આજે જ અને અત્યારથી જ દૃઢતાપૂર્વક માની લેવું જોઈએ કે 'પરમાત્મા છે' સર્વત્ર પરિપૂર્ણ છે અને તે આપણા પોતાના સ્વયંના છે.

**નારાયણ ! નારાયણ ! નારાયણ ! નારાયણ !**



# મા !

એક સૂરદાસ ભગવાનના મંદિરમાં ગયા તો લોકોએ તેમને કહ્યું, 'તમે કેવી રીતે આવ્યા-કેમ આવ્યા ?' તો તે બોલ્યા, 'ભગવાનનાં દર્શન કરવા આવ્યો છું.' લોકોએ કહ્યું, 'તમારે આંખ તો છે નહીં, દર્શન શેનાથી કરશો ?' તે બોલ્યા, 'દર્શન માટે મારે નેત્ર નથી તો શું ઠાકોરજીને પણ નેત્ર નથી ? એ તો મને જોઈ લેશેને ! એ મને જોઈને પ્રસન્ન થઈ જશે તો બસ મારું કામ થઈ ગયું.'

હવે ભાઈઓ ! અને બહેનો ! ધ્યાન આપો. જેમ કે આપણાં નેત્રો ન હોય તો પણ ભગવાનને તો નેત્ર છે જ, એ જ નેત્રો વડે તે આપણને જુએ છે, એવી જ રીતે હે ! સજ્જનો ! આપણને જ્ઞાન ન હોય તો શું ભગવાનને પણ જ્ઞાન નથી ? આપણી જાણકારીમાં ભગવાન ન આવે તો આપણે સૂરદાસ ઠર્યા, તો શું ભગવાનની જાણકારીમાં પણ આપણે નથી ? જો આપણે એની જાણકારીમાં હોઈએ તો આપણે કોઈ પણ વાતની ક્યારે ય ચિંતા કરવી ન જોઈએ. જેવી રીતે બાળક જ્યાં સુધી તેની માની દૃષ્ટિમાં છે ત્યાં સુધી કોઈ પણ એનું અનિષ્ટ નહીં કરી શકે અને એને જે કાંઈ જોઈએ તેનો પ્રબંધ મા જ કરે છે, એવી જ રીતે જ્યારે આપણે ભગવાનની દૃષ્ટિમાં છીએ, એમની દૃષ્ટિથી કદી દૂર થતી નથી તો આપણી રક્ષા, આપણું પાલન અને પોષણની જે કાંઈ જરૂર છે તે બધું ભગવાન કરશે.

ભગવાને ગીતામાં કહ્યું છે – અપ્રાપ્તિની પ્રાપ્તિ કરાવી દેવી

અને પ્રાપ્તની રક્ષા કરવી એ બન્ને કામ હું કરું છું.– **'યોગક્ષેમં વહામ્યહમ્'** (ગીતા ૯ । ૨૨) 'મારામાં ચિત્ત પરોવીશ તો તું સઘળાં વિઘ્નોને મારી કૃપાથી તરી જઈશ' **'મચ્ચિત્તઃ સર્વદુર્ગાણિ મત્પ્રસાદાત્તરિષ્યસિ'** (ગીતા ૧૮ । ૫૮) અને 'અવિનાશી શાશ્વત પદની પ્રાપ્તિ પણ મારી કૃપાથી થઈ જશે' **'મત્પ્રસાદાદવાપ્નોતિ શાશ્વતં પદમવ્યયમ્'** (ગીતા ૧૮ । ૫૬). તાત્પર્ય એ છે કે ભગવાનના જ્ઞાનમાં આપણે છીએ જ. આપણા ઉપર એમની કૃપા છે તો એ જરૂર વિઘ્નોથી આપણી રક્ષા કરશે અને પોતાની પ્રાપ્તિ પણ કરાવી દેશે. પરંતુ આપણું ચિત્ત ભગવાનમાં રહેવું જોઈએ. આપણો વિશ્વાસ, ભરોંસો સર્વ કાંઈ ભગવાન પર હોવાં જોઈએ. આપણો વિશ્વાસ, ભરોંસો એમના પર નહીં હોય તો ય આપણા પર કૃપા તો કરતા જ રહેશે. આપણો બધો પ્રબંધ કરી જ રહ્યા છે. આપણું જેવી રીતે કલ્યાણ થાય, તેવો તેમનો પ્રયત્ન આપણે માટે હોય જ છે.

આપણે સુખ અને દુખને બે રૂપોમાં જોઈએ છીએ કે સુખ અલગ છે અને દુખ અલગ છે, પરંતુ ભગવાનને ત્યાં સુખદુખ અલગ અલગ નથી. જેવી રીતે **'લાલને તાડને માતુર્નાકારુણ્યં યથાર્ભકે । તદ્વદેવ મહેશસ્ય નિયન્તુર્ગુણદોષયોઃ ॥'** લાલન એટલે પ્યારમાં અને મારમાં માતાના બે ભાવ હોતા નથી. એક જ ભાવથી માતા બચ્ચાંનું લાલન-પ્યાર કરે છે અને મારવાનું પણ કરી દે છે, એટલે કે પ્યારભર્યા હૃદયથી પ્યાર પણ કરે છે અને હેતભર્યા હાથથી થપ્પડ પણ લગાવી દે છે. આમ કરવામાં માતા બાળકનું અનિષ્ટ કરે છે ? ના, ક્યારેય નહીં. એવી જ રીતે ભગવાન ક્યારેક આપણી મનગમતી વાત કરી પણ દે છે અને ક્યારેક આપણી મનગમતી વાત ન કરીને થપ્પડ પણ લગાવી દે છે. તો ભગવાનનું આવું કરવામાં જોવું જોઈએ કે તે આપણી મા છે. એ આપણા મનને અનુકૂળ-પ્રતિકૂળ જે કાંઈ કરે, એમાં આપણું હિત જ સમાયેલું છે. ભલેને

આપણે તે ન સમજીએ, માની બધી ચેષ્ટાઓ શું બાળક સમજી શકે છે ખરું ? બાળકમાં એવું સમજવાની તાકાત જ ક્યાં છે ? માની ચેષ્ટા સમજવાની બાળકમાં શક્તિ જ નથી. અને બાળકને માની ચેષ્ટા સમજવાની જરૂર પણ શી છે ? એ તો બસ માના ખોળામાં પડ્યું રહે છે. એવી રીતે 'ભગવાન શું કરે છે અને કેવી રીતે કરે છે' એ સમજવાની આપણે જરૂર પણ નથી. એ કેવા છે ? કયાં રહેતા હશે ? એ પણ જાણવાની જરૂર નથી. શું બાળક જાણે છે કે માતા કયાં પેદા થઈ હતી ? કોની દીકરી છે, કોની બહેન છે અને કોની પત્ની છે ? કોની દેરાણી છે અને કોની જેઠાણી છે ? કોની નણંદ છે ? કોની ફોઈ છે ? મા કયાં રહે છે ? કોના દ્વારા એનું પાલન થાય છે ? મા શું કરે છે ? મા કયે વખતે ક્યું કાર્ય કરે છે ? વગેરે વાતો બાળક જાણતું જ નથી અને એને જાણવાની જરૂર પણ નથી. એવી જ રીતે આપણી માતા (ભગવાન) કેવી છે ? તે સુંદર છે કે અસુંદર ? તે ક્રૂર છે કે દયાળુ ? તે યોગ્ય છે કે અયોગ્ય છે ? એ આપણને અનુકૂળ છે કે પ્રતિકૂળ છે ? વગેરે વગેરે વાત સાથે આપણે શો મતલબ ! બસ એ આપણી મા છે. આપણે માટે જે યોગ્ય હશે તે જાતે જ કરશે. આપણે શું સમજીએ કે શું યોગ્ય છે અને શું અયોગ્ય છે ? શું આપણને પોતાનું યોગ્ય-અયોગ્ય સમજમાં આવે છે ? છે ખરું આનું જ્ઞાન ? શું એ આપણે જોઈ શકીએ છીએ ? અરે ! સૂરદાસને શું દેખાય ? આપણે શું જાણીએ કે આ યોગ્ય છે અને આ અયોગ્ય છે, આ સારું છે અને આ માઠું છે. આ વાતોને આપણે શું સમજીએ અને શા માટે સમજીએ ? આ વાતો સમજવાની જરૂર જ નથી. બસ, એ આપણાં છે અને આપણે એના છીએ. એ જ આપણાં માતા, પિતા, ભાઈ, બંધુ, કુટુમ્બી વગેરે સર્વ કાંઈ છે અને એ જ આપણી ધન, સંપત્તિ, વૈભવ અને જમીન-જાયદાદ છે :

**ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ ।**
**ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ ત્વમેવ સર્વમ્ મમ દેવદેવ ॥**

કોઈ તમને પૂછે કે તમારી મા કોણ છે ? ઈશ્વર ! તમારા પિતા કોણ છે ? ઈશ્વર ! ભાઈ કોણ છે ? ઈશ્વર ! સાથી કોણ છે ? ઈશ્વર ! તમારું કામ કરનાર કોણ છે ? ઈશ્વર ! આપણા તો સર્વ કાંઈ એ જ છે. સર્વસ્વ મા જ છે. જેમ કે બાળકને માટે ધોબી પણ મા છે, નાઈ પણ મા છે, દાઈ પણ મા છે, ધાઈ પણ મા છે, ઈશ્વર પણ મા છે, ગુરુ પણ મા છે, નોકર પણ મા છે, મેહતર પણ મા છે વગેર વગેરે. નાનામાં-નાનું અને મોટામાં મોટું કામ કરનાર મા છે. એવી જ રીતે આપણા સર્વ કાંઈ ભગવાન જ છે. તો પછી આપણે કઈ વાતની ચિંતા રહી ? **'ચિંતા દીન-દયાળ કો મો મન સદા અનન્દ'** આપણાં મનમાં તો સદાયે આનંદ જ આનંદ છે, મોજ જ મોજ છે. એ આપણી ચિંતા કરે કે ન કરે આપણે એ વાતની શી પરવા છે. કેમ કે, મા બાળકની ચિંતા કરે, ન કરે બાળકને શો મતલબ ? તે પોતે જ બાળકની ચિંતા કરે છે, કેમ કે, બાળક એનું પોતાનું છે. શું એના પર કોઈ અહેસાન છે કે તે બાળકનું પાલન કરે, અરે એ તો એનું કામ છે. એ કરે ન કરે તેથી બાળકને શો મતલબ ? બાળકને તો આ વાતો સાથે કોઈ મતલબ જ નથી. એવી જ રીતે ભગવાન આપણી મા છે બસ, આપણી મા છે. અને આપણે કશું જ કરવાનું નથી, ન જાણવું છે, ન ભણવું છે પરંતુ હરદમ મસ્ત રહેવું છે, મસ્તીથી રમ્યા કરવાનું છે. માના ખોળામાં હસતો રહે, કિલકિલાટ કરતો રહે. ખુશ કેમ રહે છે કેમ કે, આનાથી મા રાજી રહે છે. એટલે આપણે પ્રસન્ન રહીએ તો મા પણ રાજી થાય છે. માની ખુશી માટે આપણે રહીએ છીએ, રમીએ છીએ, કૂદીએ છીએ અને કામધંધો પણ માના રાજીપા માટે જ કરીએ છીએ. બીજી વાતો સાથે આપણો સંબંધ નથી. આપણો તો એક મા સાથે જ

મતલબ છે.

જેમ કે, માની પાસે જે કાંઈ હોય છે તે બધું બાળકના પાલનને માટે જ હોય છે. માનું બળ, બુદ્ધિ, યોગ્યતા, વિદ્યા, શરીર, કપડાં, ઘર વગેરે સર્વ કાંઈ બાળક માટે તો છે. એવી જ રીતે ભગવાનની પાસે જે કાંઈ સામર્થ્ય છે, શક્તિ છે, વિલક્ષણતા છે, એ બધું માત્ર આપણે માટે તો છે. જો આપણે માટે નથી તો કોને માટે છે ? તેથી આપણે ક્યારેય કોઈ પણ વાતની ચિંતા ન કરવી જોઈએ. કોઈ વાર ચિંતા આવી જાય તો ભગવાનને કહી દો કે, 'હે નાથ ! જુઓ આ ચિંતા થઈ આવી.' જેમ બાળકને તરસ લાગે છે, ત્યારે 'ભૂ-ભૂ' કરે છે તો મા પાણી પાઈ દે છે. હવે કોઈ પણ કોશમાં 'ભૂ' માટે પાણી નામ આવ્યું નથી, પરંતુ 'ભૂ' કહેતાં જ મા પાણી આપે છે. એવી જ રીતે આપણે કોઈ પણ ભાષામાં કહી દઈએ તો એને મા (ભગવાન) સમજી જાય છે.

**ગૂઁગા તેરી બાતકો ઔર ન સમજે કોય ।**
**કૈ સમઝૈ તેરી માવડી કૈ સમઝૈ તેરી જોય ॥**

જેવી રીતે ગૂંગાની ભાષા એની મા સમજે કે એની પત્ની સમજે એ સિવાય કોણ સમજે એની ભાષાને ? પરંતુ આપણી ભાષાને ભગવાન સમજે કે ન સમજે એની સાથે આપણે મતલબ નથી. આપણે તો મા ! મા ! કર્યે જ જાઓ. બસ જેવી રીતે બાળક માને કોઈ વિધિપૂર્વક થોડો જ યાદ કરે છે. એ તો બસ મા ! મા ! જ કર્યા કરતો રહે છે. એવી રીતે મા ! મા ! કર્યા કરો બસ. એ સિવાય આપણે બીજું કશું કરવાનું જ નથી. મા પ્રિય લાગે છે, માનું નામ પ્રિય લાગે છે. એટલા માટે પ્યારથી કહો મા ! મા ! મા !

અમને એક સજ્જન મળ્યા હતા. તે કહેતા હતા કે 'અમે ક્યારેક માળા ફેરવીએ છીએ તો શું કરીએ છીએ જાણે કે ભોજન કરવામાં આનંદ આવે છે તો સબડકા લેતા જ રહી એ છીએ. એવી જ રીતે

માળા ફેરવીએ છીએ ત્યારે સબડકા લઈએ છીએ. હવે ભજનની શી વિધિ છે ! તમારે તો સબડકા જ લેવાના છે બસ. મોજથી નામ ઉચ્ચારણ કરો, કીર્તન કરો. ગમે તે કરો, મસ્ત થઈને કરો. 'શું થશે ? કેવી રીતે થશે ?'

[પ્રવાહી પદાર્થ ખીર, દાળ, કઢી વગેરેને ચમચા વિના આંગળીઓ ભેગી કરીને પીવાની ક્રિયાને રાજસ્થાનની ભાષામાં 'સબોડના' કહે છે.]

આ વાતો સાથે આપણો કોઈ સંબંધ નથી. આ વાતો સાથે મતલબ તો માને છે. અને આ વાતોની માને જ ચિંતા બહુ થતી હોય છે. જેમ કે માતા યશોદા અને માતા કૌશલ્યાને ચિંતા થતી હતી કે અમારા લાલાનો વિવાહ ક્યારે થશે. પણ લાલો તો વિવાહ શું એ પણ સમજતો ન હતો. એ તો પોતાની મસ્તીમાં રમ્યા જ કરતો હતો. એવી જ રીતે આપણી માને ચિંતા થાય છે કે 'બચ્ચાંનું શું થશે અને કેવી રીતે થશે ?' પણ આપણે તો એની સાથે કોઈ જ મતલબ નથી, અને એને જાણવાની જરૂર પણ નથી. મા જાણે અને એનું કામ જાણે. આપણે તો આનંદમાં જ રહેવું અને માના ખોળામાં જતા રહેવું. આપણામાં અને બાળકમાં ફેર એટલો જ છે કે આપણે રડતાં નથી. બાળક તો ભોળપણથી અને મૂર્ખતાથી રડે છે. પણ આપણી તો મા છે, આપણે શા માટે રડવું ? આપણે તો હસતા જ રહેવું, મસ્તીથી માના ખોળામાં પડ્યા રહેવું. કેવી મોજની વાત છે ! કેટલા આનંદની વાત છે ! 'તું જાણે અને તારું કામ જાણે' એમ કહીને નિશ્ચિન્ત થઈ જાઓ, નિર્ભય થઈ જાઓ, નિઃશોક અને નિઃશંક થઈ જાઓ. આપણે તો આનંદ અને આનંદમાં જ રહેવું છે, હરદમ મસ્તીમાં જ રહેવું છે. આપણું તો કશું કામ છે જ નહીં, સિવાય મસ્તી અને આનંદ. આપણી જવાબદારી તો એક જ છે, કે હરદમ મસ્ત રહીએ, આનંદમાં રહીએ. મા ! મા ! નામ લેવાનું

સારું લાગે છે. મા ! મા ! કહેવાનું પ્યારું લાગે છે. એટલા માટે નામ લઈએ છીએ. રામ રામ નામ મીઠું લાગે છે, ગળ્યું લાગે છે, મીઠું મધ લાગે છે તેથી લઈએ છીએ. એમાં કોઈ વિધિ થોડી છે ? એવું થોડું છે કે આટલાં જ નામ લો. આટલું-આવું વળી એમાં શું ? આપણે તો મરજીથી મા મા કર્યા કરો. કેવી રીતે કરવાનું છે ? કેટલું કરવાનું છે ? કેવું ભજન કર્યું ? કેટલું ભજન કર્યું ? એ સાથે આપણે શી નિસ્બત, શો મતલબ ? આપણે તો માનું નામ પ્યારું લાગે છે, તેથી ખુશીથી, પ્રસન્નતાથી નામ લઈએ છીએ. બસ, આપણે તો મોજ જ થઈ રહી છે. આનંદ જ થઈ રહ્યો છે. ખુશી જ આવી રહી છે, પ્રસન્નતા જ થઈ રહી છે.

**મુખ રામ કૃષ્ણ રામ કૃષ્ણ કીજિયે રે !**
**સીતારામ ને ભજન લાહવો લીજિયે રે !!**

**રામ રામ રામ રામ રામ**



જ્ઞાન કોઈ અભ્યાસથી ઉત્પન્ન થતું નથી, બલ્કે જે પ્રત્યક્ષ છે, તેને જ યોગ્ય રીતે સમજવાનું નામ 'જ્ઞાન' છે. **'વાસુદેવઃ સર્વમ્'** (બધું પરમાત્મા જ છે). આ જ્ઞાન વાસ્તવમાં છે જ એવું. આ કોઈ નવું બનાવેલું જ્ઞાન નથી. પ્રત્યક્ષ પોતાનાથી જ સિદ્ધ છે. એટલે કે ભગવાનની વાણીથી આપણને આ વાતની ખબર પડી કે સર્વ કાંઈ પરમાત્મા જ છે એ કેટલા આનંદની વાત છે ! આ ઊંચામાં ઊંચું જ્ઞાન છે. એનાથી મોટું જ્ઞાન કોઈ છે જ નહીં. કોઈ ભલે બધાં જ શાસ્ત્રો ભણી લે, વેદ પણ ભણી લે, પુરાણ પણ ભણી લે, પણ આખરે આ જ વાત રહેશે કે સર્વ કાંઈ પરમાત્મા જ છે, કારણ કે વાસ્તવમાં આ જ વાત છે !

દુનિયામાં ઘણું કરીને કોઈ પણ માણસ એવું નથી જણાવતો કે મારી પાસે આટલું ધન છે, આટલી સંપત્તિ છે, આટલી વિદ્યા છે, આટલું કળા-કૌશલ્ય છે. પરંતુ ભગવાને મોટામાં મોટા મહાત્માઓનાં હૃદયની ખાનગી વાત આપણને સીધા શબ્દોમાં બતાવી દીધી છે કે સર્વસ્વ પરમાત્મા જ છે. આથી વધારે એમની શી કૃપા સર્વ કાંઈ હશે !

**'વાસુદેવઃ સર્વમ્' નામના પુસ્તકમાંથી**

---

[સાધકને જોઈએ કે તે એકાંતમાં બેસી શુદ્ધ મનથી **'સહજ સાધના'** નામના પુસ્તકમાં આવેલ **'વર્ણનાતીતકા વર્ણન'** નામના લેખને વાંચે. ફક્ત શબ્દ ઉપર દૃષ્ટિ ન રાખી અર્થ અને તત્ત્વ તરફ નજર રાખી વાંચે, વાંચી વિચાર કરે અને વિચાર કરીને બહાર અને અંદરથી શાંત થઈ જાય, તો તત્ત્વમાં સ્વયંસિદ્ધ સ્થિરતા જાગૃત થઈ જશે એટલે કે સહજાવસ્થાનો અનુભવ થઈ જશે અને મનુષ્યજીવન સફળ થઈ જશે.]

**'સહજ સાધના' નામના પુસ્તકમાંથી**